પ્ર

# કમળા કુમારી*

હિંદુ ઘરસંસાર સ્થિતીનું ચિત્ર.


રચનાર, ૧૫૯૮

भवानीशंकर नरसिंहराम.


भवानी उपम ले भ्रमरो,
पुष्प विषथी पराण हरि प्रिते;
सार सार शास्त्रोनो,
अनुभवी जन ले स्विकारी ए रीते.

(ભાગવત.)


અમદાવાદ—''સમશેર બાહાદુર'' પ્રેસમાં છાપી.

કિંમત ૧ રૂપિયો.

સં ૯૩ સ્વાધીન.

# પ્રસ્તાવના *



હિંદુઓના ઘર કુટુંબમાં ચાલતી કેટલીએક વ્હેમ ભરેલી ક્રિયાઓ, અજ્ઞાનતાથી ભરપુર રૂઢીઓ અને બાળ વિધવાપર પડતાં સુમાર વગરનાં સંકટ સબંધી હું ગદ્યમાં લખવાને ઘણા દીવસ થયા આતુર હતો, પણ જોઈતી તક ન મળવાથી એ વિચાર આજ સુધી મુલતવી રાખવો પડયો હતો. હમણાં એવી મન ગમતી તકને પુરતો વખત મળવાથી આ વિષયનો આરંભ કરીને થોડા વખતમાં પુરો કરવાને શક્તિવાન થયોછું.

મારા મત પ્રમાણે આ વિષય જેવી એકાગ્રહ મનોવૃતિથી લખાવો જોઈએ, તેવી રીતે કેટલીએક નહી ધારેલી અડચણો આવી પડયાને લીધે લખવાને બની શકયું નથી, તેથી દીલગીરછું.

તે છતાં જેવા ઉત્સાહથી,હેતુથી તથા ઉમેદથી મેં આ ગ્રંથ લખવાનો પ્રયાસ ખેંચ્યો છે, તેની ખરી કદર કેળવણી પામેલા દેશિ ભાઈઓ, અને શાણી પ્રજા પીછાણશે; એથી મારો સઘળો પ્રયાસ વળી રહેલો હું સમજીશ.

આ પુસ્તક કેવું ઉપયોગી અને હિંદુ ઘર સંસાર સ્થિતીનો ખરો ચિતાર બતાવનારૂં થઇ પડશે, તે વિષે હું બોલું તેના કરતાં વિદ્વાન વરગના દેશિ ભાઈઓ પોત પો-

તામાં મત બાંધીને મને ઘટતો ઇનસાફ આપે એમાંજ મારી ખરી ફતેહછે.

આ પુસ્તકનાં પ્રૂફશીટ તપાસવાના કામમાં ભાઈ નાનચંદ છગને સારી મેહેનત લીધી છે, માટે તેનો પાડ માનુંછું.

તા૦ ૨૧—૧—૮૦.
લીંબડી મુહુર્ત પોળ.

ભવાનિશંકર.



# કમળા કુમારી *



## પ્રકરણ ૧ લું.

ગુજરાતના પશ્ચિમ વિભાગમાં ગોમતી નદીના રમણિય કીનારાપર અલકાપુર નામનું એક ગંજાવર નગર હતું. તેમાં સુર્ય વંશનો અમરશંગ નામે એક અજીત રાજા રાજ્ય કરતો હતો. તેના રામ રાજ્યથી તથા પ્રધાન વિવેક સાગરના પ્રબળ પ્રાક્રમના પ્રતાપથી આ વખતે આ અલૌકીક નગર સુધારાની ટોચ ઉપર ચઢેલું હતું. ઘણું કરી દુર દેશાવરોથી ધંધા રોજગાર સારૂ વ્યાપારીઓ, કારીગરો અને બીજા ઉદ્યોગી ધંધાદારી માણસો મધ માખીની પેઠે મધ રૂપી માયા મેળવવાને માટે આ આબાદ નગરમાં હોંશે હોંશે આવી વશ્યા હતા. બજારમાં સાંજ સવાર ધંધાદારીઓના ટોળે ટોળાં ધંધા રોજગાર પર જતાં ને ત્યાંથી આવતાં મારગમાં ભીડ કરી મુકતાં હતાં. ઘોડા ગાડીની હરફરથી ફરસ બંધીના વિશાળ રસ્તા ચાંદીના ચકતાં સરખા ચળકતા હતા. રસ્તાની બંને બાજુએ પાસે પાસે નકશીદાર લીલા થંભોમાં રાતની રોસનીને માટે ફાનસો જડેલાં હતાં. જેથી અંધારી રાત્રિ પણ આ નગર રોશનીથી ભભુક મારતું હતું. નગરમાં નામાંકીત અમીર ઉમરાવો અને ધનાઢ્ય શેઠ શાહુકારોને રેહેવાની મેડી હવેલીઓ આકાશમાં ડોકીયાં કરી આ નગર નીરખવાને મારગમાં જતા આવતા મુશાફરોને લલચાવતી હતી. દુકાનો અને

હવેલીઓ પચરંગી રંગોએ રંગેલી હોવાથી, નગરના સુંદર દેખાવમાં વધારો થતો હતો. દરેક દેવળોનાં ઉંચા શીખરો ઊપર જુદા જુદા ધરમની ધ્વજાઓ પવનમાં ફરકી રહી હતી. નગરમાં એક મોટું ચઉટું હતું. તેમાં સાંજ સવાર મેળો ભરાતો હતો. તે વખતે નવા નવા દેશના લોકોના વીચીત્ર પોષાક જોનારની આંખ ખેંચતા હતા. વ્યાપારીઓ પોત પોતાનો માલ ખપાવવાને ઘણી ખંતથી ગુજરીમાં ભરાતા હતા. કારીગર લોકો સરસ કારીગરીના નમુના ઘડી લાવી તે વેળાએ કમાણી કરવાને આવતા હતા. દરરોજ સાંજ સવારે આ ઠેકાણે માણસોનું અને નવલા નવલી ચીજોનું એક મન પસંદ સંગ્રહસ્થાન બનતું હતું. ઠેકાણે ઠેકાણે ઉભા રહીને ભણેલા ભુદેવો જતા આવતા આર્યજનોને આર્ય ધર્મનો ઊપદેશ કરતા હતા. વિદ્વાન લોકોના જ્ઞાન રૂપી નીર્મળ ઝરણથી માણસોના મન પવિત્રપણું પામી જ્ઞાનથી તાજાં રહેતા હતા. નગરના સઘળા મકાનોની શોભા કરતાં રાજાને વસવાના મેહેલની શોભાથી આડો આંક હતો. તમામ મહેલ રંગીત આરસ પાહાણથી બંધાવેલો હતો, તેને સાત માળ હતા. માળની ઊભરણી ઘણી ઉંચી હોવાથી, આ રાજ્ય મેહેલ ઘણો દબદબા ભરેલો તથા દીપાયમાન દીસતો હતો. મેહેલ ઉપર રાત્ર દીવસ સુર્યવંશી અદલ અમલનો વિજયવંત પંચરંગી વાવટો ઊડયા કરતો હતો. વજીર વિવેક સાગરને વસવાનો મહેલ ગોમતી નદીના સુંદર અને શાંત કિનારાપર આવેલો હતો. મહેલની આશપાસ એક વિશાળ વાડી હતી તેમાં નાના પરકારની રચના કરી હતી; સુંદર દ્રાક્ષના મંડવા, જાત જાતના ફુલ ઝાડો અને સુગંધીદાર

વેલા વેલીઓની લત્તાઓથી આ વિસાળ વાડીની જગા લીલી કુંઝ સરખી દીસતી હતી. પ્રધાન વિવેકસાગર અને તેની પટરાણી પદમાવતી આ મનહર જગોપર ઘણી ખરી વાર આવીને સંસારના કામ કાજથી કંટાળેલા મગજને આરામ એશ આપી વાદ વીનોદમાં વખત ગુજારતા હતા.

વજીર વિવેકસાગરને પરમેસ્વરનો સઘળી વાતે પ્રતાપ હતો. દરબાર દુઝતો હોવાથી પૈસો પુશ્કળ હતો. તેના ઘરમાં કણના કોઠારો અને અલખતના અંબારો હતા. "બાંધે છોડે બાબરીયા" સરખી તેની સતા હતી. હાથી, ઘોડા, અને સુખપાલમાં બેશી ફરવા હરવાનું હતું. ખાવા પીવાને ખટરસ ભોજનો હતાં. હુકમ કરે ત્યાં હજાર માણુસો હજુરમાં હાજર થતાં હતાં, તે છતાં તેને એક વાતની ઘણી પીડા હતી. સઘળા લોકો આવી સહેખી જોઇને તેને પરમ સુખી માનતા હતા. પણ તેના સરખું સંકટ આ સંસારમાં કોઇને નહોતું. તે સંકટ સંતાનનું હતું. પોતાની પંચાવન વરસની અને પટરાણી પદમાવતીની ચાળીશ વરસની વય થઈ તે છતાં એકે પુત્રનો પ્રસવ થયો નહોતો. વીવેકસાગર જીવતી સ્ત્રી પર બીજી સ્ત્રી કરવાના રીવાજથી વીરૂદ્ધ હતો; તેથી પટરાણી પદમાવતીના વારંમવાર સમજાવ્યા છતાં પણ પુત્રપ્રાપ્તી અરથે બીજી સ્ત્રી નહીં કરવાની તે વ્યાજબી હઠ કરતો હતો. તે જાણતો હતો કે, પાંચ સ્ત્રી પરણવાથી પણ પુત્ર પ્રાપ્તી થતી નથી. જો એવી રીતે છોકરાં થતાં હોય તો રાજાઓ સેંકડો રાણીઓ પરણેછે. તે છતાં વાંઝીઆ કેમ રહે છે? પુત્ર પ્રાપ્તી થવી એ પરમેશ્વરની પુરી કૃપા વગર બનતું નથી. પરમેશ્વર પર તેની પુરી આસ્તા હોવાથી

તે આવી રીતે પોતાનું મન સંતોષી રાખતો હતો.

તે અકલમાં એક્કો અને કળામાં કાબેલ હોવાથી રાજ દરબાર અને રૈયતને ઘણોજ માનીતો હતો. તેના અદલ ઈનસાફથી સરવે કોઈ દેસી પરદેશી, વાદી પ્રતીવાદી સંતોષ પામતા હતા. તેની આબરૂ ગુજરાતમાં અપાર હતી. તે ઓગણીસમી સદીની અજાયબ સરખી વીદ્યાથી અજાણ્યો હતો. પણ અનુભવમાં આગળ હોવાથી જુના વરંગના ઘરડા લોકોમાં તથા જુવાન વરગના સુધરેલા લોકો-માં માનીતો અને હળી મળી ગયેલ હતો. તે આગલી કેટલીએક વખાણવા લાયક રૂઢીઓને અંગીકાર કરતો અને હાલની ઘણીએક હસવા સરખી રીત ભાતોને હસી કાઢતો હતો. કવીઓ અને કોવીંદોનો તે એક કદ-રજાણ હતો. તેથી તેની પાસે પંડીત પુરૂષોની પણ આ-વજાવ હતી. વીવેકસાગરના વીચાર વીવેકથી ભરેલા હતા. ભણ્યા ગણ્યા વગરના આળશું ભુદેવોને જમાડવામાં કે દાન દક્ષણા આપવામાં તે ખરૂં પુણ્ય સમજતો નહોતો. તે જમણવારોમાં હજારો રૂપીઆ ઉરાડી નાંખવાના હાનીકારક રીવાજની વીરૂદ્ધ હતો. તે છતાં કોઈ કોઈ વેળા કારણસર ન્યાત વરામાં નાણું વાપરવાને તે તૈયાર રહેતો હતો. લાડુ ભટોને મફતના મળીદા જમાડવાને બદલે આંધળા, પાંગળા, રોગીલા અને અશક્ત કંગાળ લોકોને આશ્રમ તથા આશ્રય આપવાને તે સદા આતુર હતો; શેહેરમાં અને પ્રગણામાં લાખો રૂપીઆ ખરચીને "અનાથ બાળ ગ્રહો" તથા "નીરાશ્રીત શાળા" ઓ તેણે ઠેકાણે ઠેકાણે ઉઘાડેલી હતી; તેમાં ગરીબ ગરબાંને તથા અપંગ લોકોને પરવાનો આપીને દાખલ થવા દેતાં.

દર આદીતવારે પોતાના સ્થાપેલા "આશ્રમખાના" માં જવાનો વીવેકસાગરને તથા તેની સ્ત્રી પદમાવતીને ધારો હતો. દર રવીવારે તમામ "નીરાશ્રીતશાળા" ના અશક્ત લોકોને તેમના તરફથી સ્વાદીષ્ટ ભોજન અપાતું હતું.

તે દયામાં દુલ્લો હતો; તેમ ધર્મ કર્મમાં પણ દ્રઢ હતો, તે વેળાએ આજના જેટલો સુધારાનો અમલ નહતો, પણ વીવેકસાગરના વીચાર આજ કાલના સુધારા વાળાના જ્ઞાનને હઠાવે તેવા સંગીન હતા. ધર્મ સંબંધી તેને મીથ્યાભીમાન કે ખોટું ઝહનુન નહોતું. આજના ઘણા ખરા કેળવાએલા સુધારકોએ એક નીયંતા ઈશ્વરનું ભજન કરવાને માટે જેમ "પ્રાર્થના મંદીરો" સ્થાપેલાંછે, તેમ તે વખતમાં બનવું મુશ્કેલ હતું તેથી પોતાના મકાનની અંદરના એક ઓરડાને ભક્તી મંદીરનું નામ આપીને તેમાં ભગવાનની ભક્તી કરવાનો એ સ્ત્રી પુરૂષે ધારો રાખ્યો હતો.

સવારના પ્રહરમાં સુતાં ઉઠીને પત્ની પુરૂષને નાહી ધોઈ નિતય કર્મ કરવાનો અચળ નીયમ હતો. પોતાને ઘેર આવેલા અભ્યાગતોને અંન દાન આપવું; એકાંત ઓરડામાં પરમ શક્તીવંતા મહાપ્રભુનું ભજન કરવું, ને ત્યાર પછી હરી કથા શ્રવણ કરવી; એ એમનું નિત્યકર્મ હતું. જમી કરી બેઘડી વિશ્રાંતી લઇ રાજય દરબારે જઈ ઈનિસાફને લગતા ફેંસલા આપવા; રાજાને સલાહ આપવી, ખાનગી મસલત કરવી; જાહેર સુધારાની સભાઓમાં કે મંડળીઓમાં સભાપતી તરીકે વિરાજવા જવું, અથવા અનાથ લોકોનાં આશ્રમો તપાસવાં, એ વિવેકસાગરનું આખા દહાડાનું કામ હતું.

તેની પત્ની પદમાવતી પતીવ્રતા હતી. પોતાના પતીની શેવા કરવામાં પદમાવતી મોટું પુન્ય સમજતી હતી. પતીની આજ્ઞા ઉથાપવી એ ઘણો અપરાધછે. એમ માનીને નિરંતર પોતાના પતીની આજ્ઞામાં તત્પર રહેતી. ગાંડી ગુજરાતની ભોળી સ્ત્રીઓ જેમ ભુત, ડાકણ ને મંત્ર, જંત્રના જુઠા વ્હેમમાં પડી ઠગાયછે, તેમ આ શાણી સ્ત્રીનાં મનમાં વ્હેમ એ શું છે; તે ન હોવાથી તેનું મગજ નીરમળ હતું. પોતાના સ્વામીની સાહેબી રાજા સરખી હતી; તો પણ એ સદગુણી સ્ત્રીના મનમાં તેથી જરા ગર્વ નહોતો. પવિત્ર પદમાવતીને બીજી માતબર અમીર ઉમરાવોની આળશું ઓરતોની માફક ખાઇ પીને ઉંઘવામાં, અથવા ગપાં મારવામાં વખત ગુજારવાની મુદલ ટેવ નહોતી. તેણે આગલી રીત પ્રમાણે થોડી ઘણી કેળવણી લીધી હતી, પરંતુ પોતાના પ્રવીણ પ્રાણનાથની સંગતમાં રહેવાથી તથા તેના ઉપદેશથી તે ઘણી સમજુ ને સુંદરીઓમાં શીરોમણી થવાને લાયક થઈ હતી. પતી જમીને જેવા રાજ દરબાર સીધાવ્યા કે પછીના વખતમાં વાંચવું, લખવું કે ભરવું ગુંથવું એ તેનું પશંદ પડતું કામ હતું.

એ બંને પતી પુરૂશનાં મન પરમ પવિત્ર હતાં, તે છતાં કોઈ કોઇ વાર આ સઘળી દોલત અને સાહેબી ભોગવનાર સંતાન નહી હોવાથી, મનમાં છુપો સંતાપ થતો હતો. ઘણી ખરી વાર બંને સ્ત્રી પુરૂષો આ વાત સંભારીને દીલગીર થતાં, પણ તેઓ ઘણા જ્ઞાની અને પરમેશ્વરના નીયમથી જાણીતાં હતાં, તેથી ઝાઝીવાર સંતાપ રાખતા નહી.

ઘણી ખરી શ્રીમંતની અજ્ઞાન સ્ત્રીઓ પદ્માવતી પાસે આવીને તેના કાન ભરતી હતી. "ફલાણો જતી અને ફલાણો જોગી છોકરાં આપે છે. પેલી ચંદ્રભાગાને કુશળવિજયે હમણાંજ દેવની આંખ ચળે એવો દીકરો દીધો. માટે તેમને પસંદ કરી છોકરાં કેમ માગી લેતા નથી? તેમ ન બને તો જોષી કને જાપ જપાવીને ગૃહ શાંતી કરાવો. આપણી પડોશમાં રહેનાર કરૂણાશંકર વકીલ, જોષી જતીને માનતો નહોતો, પણ તેનીજ સ્ત્રી માનકોરે વાડી ફળીઆમાં રહેનાર રામશંકર જોષીની પાસે ગૃહશાંતી કરાવી તો; આજ ચાર માસ થયા તેને ચઢતા દીન થયા છે. નહીં તો તમે "ભેમાસુરી" ને "અગાસુરી" માતાની માનતા માનો, તો હમણાં દેવના ચક્ર સરખો દીકરો આવશે. એ દેવીઓ આ હળાહળ કળીયુગમાં હાજરા હજુર છે. માટે બાઇ સાહેબ, અમારૂં કહ્યું હવે માનો તો સારૂ. ભગવાન થોડા વખતમાં રૂડા દીવશ દેખાડશે" આવી આવી વ્હેમ ભરેલી વાતો સંભળાવીને પદ્માવતીને તેની ઓળખીતી અજ્ઞાન સ્ત્રીઓ કંટાળો આપતી હતી, પણ તેને કાંઈજ ખોટી અસર થતી નહોતી. તેના મનમાં વ્હેમનો અંશ ન્યુન માત્ર પણ નહોતો. તેથી આવી શીખામણો આપનારી વહેમી સ્ત્રીઓને તે અંદરખાનેથી હશી કહાડતી હતી. જોગી,જતી, તથા માતા મેલડીપર તેને મુદલ ઈતબાર નહોતો. ધુતારા લોકો ભોળી સ્ત્રીઓને આડું અવળું ભમાવીને ધુતેછે એમ પોતે દ્રઢ નિશ્ચયથી માનતી હતી. માતા મેલડી એતો માત્ર એવા ઠગ લોકોએ કલ્પી કાઢેલી દેવીઓ છે. તેમની સત્તા આ સંસારમાં કાંઇજ નથી. સારૂં ખોટું કરવું અથવા કાંઈ આપવું

લેવું એવી સત્તા એક સર્વ શક્તિવાન ઈશ્વરના હાથમાંછે એમ તેના સમજવામાં હતું; તેથી ધુતારા લોકોને તે માન આપતી નહોતી. પરોપકાર કરવો અને સારા કામમાં સહાયતા કરવી એથી પરમેશ્વર પ્રસન્ન થાયછે; એવો સાચો મત પ્રધાન વિવેકસાગરની ભલી કોશેશથી તેના મનમાં ઠરી રહ્યો હતો. પોતાને કાંઈ સંતતી ન હોવાથી તે પુન્ય દાન અને પરમાર્થ કરવામાં પોતાનો ઘણો ખરો કાળ નિર્ગમન કરતી હતી.

ભુખ્યાંને ભોજન આપ્યા વગર મોહોડામાં અન્ન ન લેવું એવો દૃઢ નીયમ પદમાવતીએ રાખ્યો હતો. પોતાની નજરે દરરોજ અભ્યાગતોને અન્ન દાન આપીને તે આનંદ પામતી હતી. રહેવાના મહેલનો જરૂખો રાજ મારગપર પડવાથી નગર ચરચા જોવાને માટે આ જરૂખા પર પતીવૃતા પદમાવતી કોઈ કોઈ વાર બેસતી હતી.

એક રળીઆમણી સનીવારની સાંજે આ જરૂખામાં બેસીને પોતાના સંકટનો વીચાર કરેછે, એટલામાં રાજ માર્ગની એક બાજુએથી એક ભીખારણના રડવાના શ્વરથી તેની દયાળુ નજર તે ભણી ખેંચાણી. જુએછે તો એક કંગાળ ચીંથરે હાલ ઓરત રસતામાં અથડીયાં ખાતી ખાતી રડતી હતી. તેની કેડમાં, ખભાપર અને આંગળીએ મળીને નાહાનાં નાહાનાં ત્રણ નવઆં બાળકો હતાં; ને વાંસા પાછળ ઝોળીમાં પંદર વીસ વાસાનું એક રડતું બાળક સુવાડેલું હતું. આવી હાલતમાં આ કંગાળ ઓરતને તથા તેના નીર્દોષ બાળકોને ત્રણ દીવશના નકોરડા અપવાશ થયા હતા. ભુખથી આંખે અંધારા આવતા હોવાથી ચાલતી ચાલતી આ ગરીબ અબળા અથડીયાં

ખાતી હતી. તેનાં નાનાં છોકરાંઓ પોતાની માતાનો રડમસ થયેલો રડતો ચ્હેરો જોઇને તથા ભુખથી રડતાં હતાં. રડતાં બાળકોને ઠંડા પાડવાને માટે આ ગરીબ ઓરત પોતાના દુધ વગરના સ્તનો તેમનાં મોહોડામાં આપતી હતી. પણ એવા ખાલી કોઠામાં દુધ હોયજ કયાંથી? કે બીચારા તે બાળકો પોતાની અભાગણી માતાના માયાળુ સ્તનમાંથી દુધ પીને થોડો ઘણો સંતોષ પામે?

પોતાના ભુખના દુઃખ કરતાં આ રાંક ઓરતથી નીર્દોષ જીવડાંના દુખથી રડી જવાતું હતું. આવો કરૂણા કારક દેખાવ જોઇને હજારો લોકોના ટોળામાંથી કોઈ માણસને પૈશાના સેવ મમરા આપવાની દયા આવતી નહોતી. એ ભેળા થયેલા લોકોમાં ઘણો ભાગ શ્રાવકોનો હતો. કંગાળ માણસોને અન્ન કે આશ્રય આપવો તેનાં કરતાં એ જૈન લોકોનાં મનમાં કુતરાં, કાગડા, બકરાં, બીલાડાનું પાલણ પોષણ કરવાથી વધારે પુણ્ય થાયછે, એવું હોવાથી માણસો કરતાં એવાં પ્રાણીઓ પર તેમની પેહેલી દયા હોય છે; માણસ ભુખે મરે તેની ફીકર નહીં. કંગાળ લોકોને શીઆળાની સખત ટાઢમાં, ઊન્હાળાના ઉગ્ર તાપમાં અને ચોમાસાના જબરા વરશાદમાં ઉભું રહેવાને આશ્રમ ન હોય તેની ફીકર કરતાં જૈન લોકોને રખડતાં ઢોરોને બચાવવાની ઘણી કાળજી તથા દયા હોયછે. આ બીચારી ઓરત અને તેનાં ચાર નીર્દોષ જીવડાં અન્ન વસ્ત્ર સારૂં આરડતાં હતાં, તે છતાં તેમની સામું આડી નજરે જોવાના પણ એ શ્રાવકો અખાડા કરીને ચાલી જતા હતા. આવા વીચારના જીવપાળક જૈન લોકોને માણસ સરખા મોટા જીવપર દયા શાની આવે? આવો કરૂણા

કારક દેખાવ પદમાવતીથી ઝાઝીવાર જોઈ શકાયો નહી. તરતજ દયાથી તેની છાતી પીંગળી, ને બનતી મદદ મોકલી થોડીવારમાં પોતાના પવિત્ર મકાનમાં તે કંગાળ ઓરતને તથા તેના છોકરાંને બોલાવી આશ્રય આપ્યો. તે સ્ત્રીનાં છોકરાના અંગપર પુરાં પાધરાં વસ્ત્ર પણ નોહોતાં, તેથી દયાળુ પદમાવતીએ તેમનાં અંગપરથી જુનાં વસ્ત્રો ઉતરાવી નવાં પહેરાવ્યાં, ને તેમની પાસે બેસાડી ભાવતાં ભોજન જમાડી સંતોષ્યાં. આવી પરોપકારી ને મમતાળુ ચાલથી તે કંગાળ ઓરત હર્ષથી ગાંડી ઘેલી થઈ ગઈ. તેનાં નિર્દોષ બાળકો આનંદથી કુદવા લાગ્યાં. ઘણી વારે તે ગરીબ ઓરત અચકાતાં અચકાતાં ઊપકારના વચનો બોલવા લાગી, બાઈ સાહેબ તમે ખચીત જોગમાયાનો અવતારછો. તમારૂ પ્રભુ સારૂં કરો. મારી ગરીબની આંતરડીનો આશીરવાદ તમને ફળો. હર્ષથી ગગળીત થએલી કંગાળ બાઇથી આટલા સબ્દો પણ પુરા પાધરા બોલાયા નહી. પદમાવતીની આ બાઈએ જે પ્રશંશા કરી તે ખરી હતી. આ કંગાળ ઓરતને ધીરજ આપીને પદમાવતી બોલી; બાઈ તું ગરીબ છે, એટલે કાંઈ પરમેશ્વરની નજરમાં ગુન્હેગાર નથી. તે દયાળુ પીતાની પવીત્ર નજરમાં રાંકને રાજા સરખાછે. મારા કરતાં તારા પર પરમેશ્વરની પુરી કૃપાછે. તું મને સુખી ધારેછે; પણ હું સુખી નથી. પૈસામાં કે સ્વાદીષ્ટ પકવાનો જમવામાં અથવા રાજ મેહેલોમાં વસવામાં ખરૂં સુખ નથી. મારાં કરતાં તું સુખીને ભાગ્યશાળીછું. કંગાલ ઓરત અચરત થઈ બોલી. બાઈ સાહેબ! મારા સુખનું તમે શું પુછો છો? આજ ત્રણ દીવસ થવાં મેં અને મારાં આ ચાર અવા-

ચક જીવડાએ અન્ન સરખું પણ મ્હોડામાં લીધું નથી. સુવાવડમાંથી ઊઠયાને હજુ વીસ દીવસ પણ મને થયા નથી. આજથી આશરે વીસ દીવસપર હું આ નગરની પુર્વ બાજુએ આવેલા મોટા વડ હેઠળ વગડામાં હમેલથી છુટી હતી. તે વેળાએ મારી ચાકરી કરનાર કે આ છોકરાંની ખબર રાખનાર એક પરમેશ્વર શિવાય બીજું કોઇ નહેતું. મારો નીર્દયવર મને આવી હાલતમાં મુકીને નહાસી ગયો હતો. કકડતી થંડીમાં ભુખથી ને જણવાના અસહ્ય દુઃખથી મારૂં નબળું પડેલું શરીર થરથર કાંપતું હતું. આ મારી પાસે બેઠલાં અભાગીઆં છોકરાં ટુકડા રોટલા સારૂ ને ટાઢના તોફાનથી ટળવળતાં હતાં. આવાં સંકટમાં પણ પરમેશ્વરે મારી ખબર લીધી. એક દયાળું પુરૂષે ગાડીમાં નાંખીને એક પાસેની ધર્મશાળામાં મને મોકલાવી દીધી. ત્યાં એ ભલા માણુસે આ દુઃખમાંથી છુટું, ત્યાં સુધી ખાવા પીવાની સગવડતા કરી આપી હતી. જરાજરા ટઠાર થયા પછી મારો નીભાવ કરવાને આ નગરમાં હું અભાગણી આવી ચઢી. પણ આટલા લોકોમાંથી કોઈને અમારી દયા આવી નહી. તમારા દીલમાં પરમેશ્વર વશ્યાથી મને અને મારાં આ મુંગાં બાળકોને જીવતદાન આપ્યું આવી અપાર આપદા છતાં તમે બાઈ સાહેબ મને સુખી માનોછો; એ ઘણી નવાઇની વાત છે. પદમાવતીએ પ્રત્યુતર વાળ્યો. બાઈ તને હું સુખી એટલા માટે માનુંછું કે તને ઈશ્વરે છોકરાં રૂપી અમુલ્ય રત્નો બક્ષ્યાંછે. મારે પરમેશ્વરના પ્રતાપે એકે વાતની ખોટ નથી ખોટ માત્ર એકાદ સંતાનની છે. આ વિશાળ મકાનને આ સઘળી સાહેબી ભોગવનાર અમારી પાછળ કોઈ ન

હોવાથી અમને મોટો સંતાપ થયાં કરેછે. ગરીબ ઓરતે જવાબ દીધો. બાઈ સાહેબ! તમે વાજબી કહોછો. આવી ભીખારી અવસ્થામાં હું રાંડ જીવું છું, તે આ છોકરાંના પીયારને લીધેજ ઘણીવાર આપઘાત કરવાની મેં કોસીશ કીધી. પણ આ અવાચક બાળકોની માયાને લીધે તેવો ગુનોહ કરવામાં સારા નસીબે હું પાર પડી નથી. હવે મને એમનાથી જુદાં પડી મરવા ગમતું નથી. બાઈ સાહેબ ગરીબની આંતરડી ઠારવી એ સરખું એક પુન્ય નથી. પદમાવતી બોલી, બાઈ તું સાચું કહેછે. ગરીબની દયા ગરીબને હોય છે એ ખરૂં છે. પણ પરમેશ્વરે એવા ભલા ગુણથી મને બાતલ રાખી નથી. મારા અંતઃકરણમાં દયાનો થોડો ઘણો અંશ એ સર્વ શક્તીવાન વીશ્વંભરે મુકયો છે. તેથીજ મને ગરીબ લોકોપર દયા છુટે છે. બાઈ તું હવે કશી વાતે ગભરાઈશ નહી. તારાં છોકરાં ઉમર લાયક થશે, ત્યારે તેમને અમારી ઉદ્યોગ શાળામાં દાખલ કરાવી સારા ઉદ્યમે લગાડીશ. ત્યાં સુધી તને તથા તારા નિર્દોષ છોકરાંઓને નિરાશ્રીત શાળામાં રાખવાની હમણાં હું ગોઠવણ કરૂં છું. ત્યાં ખાઈ પીને પરમેસ્વરનું ભજન કરજો. આ સાંભળી કંગાલ ઓરતની આંખમાંથી હર્ષનાં આંસુ નીકળી પડયાં; ને બોલી.—બાઈ તમારા એકના એકવીશ થાઓ. મુજ રાંક ઉપર જે આ ઉપકાર કીધો છે, તેનો બદલો પરમેશ્વર તમને આપો. રાંક લોકોની આંતરડી તમે જેવી રીતે ઠારોછો; તેવી તમારી પરમેસ્વર ઠારો. ઉપકાર સહીત પદમાવતીએ કહ્યું બાઈ તું ગરીબછે. પણ મોટા દીલની માલમ પડેછે. તમારા ગરીબની વાણી ફળો. આટલું બોલીને તેણે પ-

રવાનો લખી આપીને પોતાના ખાસ માણસ સાથે ગાડીમાં બેસાડીને તેમને નિરાશ્રીત શાળામાં રવાને કર્યાં. તેમના ગયા પછી પદમાવતીને ઘણો વીચાર ને બળાપો થયો. વીચાર એટલા માટે કે સુકો રોટલો ખાવાના સાંસા પડ છે; રેહેવાને જેને ઘર નથી; પહેરવાને પુરાં વસ્ત્ર નથી એવાં ગરીબને ઘેર પરમેશ્વર રત્ન કેમ સંપડાવતો હશે? મારે પેટ જો એકાદ સંતાન હોતતો હું તેને કેવાં લાડ લડાવત? સોનાંના પારણામાં મખમલ મઢાવી હીરની દોરીથી હીંચકા નાખી હું કેવી આનંદ પામત? ઘરેણાં ગાંઠાં પહેરાવી, પરણાવી પસ્ટાવી હું કેવો લ્હાવો લેત? જેનું ઘર નહાનાં નિર્દોષ બાળકોના કીલ કીલાટથી ગાજી રહ્યું નથી, તે મશાણ જેવું જાણવું. જે સ્ત્રીએ હસતાં બાળકને હેતે કરીને બુલાવ્યું નથી, જે સ્ત્રીને તેના ગુલાબી ગાલપર પ્રેમથી બોકી લેવાની તક મળી નથી, જે સ્ત્રી નિર્દોષ બાળકનું રમતમાં મલીન થએલું કુમળું શરીર છાતીમાં ચાંપીને સંતોષ પામી નથી, જે સ્ત્રીએ નહાનાં બાળકને મીઠી નીંદ્રા લાવવા સારૂ હોંશથી હાલરડાં ગાયાં નથી, એવી વાંઝણી ઓરતોનો અવતાર આ દુનીઆમાં એળે ગયો છે. પરણીને પ્રિયાપ્રિતમના પ્રેમ બીજથી પેદા થએલાં ફળને જોવાની જે સ્ત્રીને તક મળેછે, તેનાં સરખી ભાગ્યશાળી સ્ત્રી આ સંસારમાં કોઈ નથી. તેનાં સરખું સુખ દેવલોકમાં પણ દુર્લભ હશે. આહાહા!!! પેલી કંગાળ ઓરત મારા કરતાં કેવી ભાગ્યશાળી હતી? છોકરાંના મધુર શબ્દોથી તેનું સંકટ કેવું ઓછું થતું? ને તે કેવી સંતોષી જણાતી હતી? અરે? શું? ત્યારે આ સંકટ ભરેલા સંસારમાં મનેજ વાંઝણી રાખવાનું કારણ પરમેસ્વરને

મળ્યું હશે? આવા વિચારથી પદમાવતીને બળાપો થયો હતો. ગમે એવો હીંમતવાળો નર હોય, ને તેને જો આવા સુખમાં સંતાન ન હોયતો દીલગીર થયા વગર રહે નહી, ત્યારે પદમાવતીને આવી સહેબી ભોગવનાર વારસ નહી હોવાથી બળાપો થતો તે કાંઈ ખોટો નહોતો. આ મેડી મંદીર, આ અખુટ દોલતથી કોના હાથ સાજા થશે? એવા વિચાર પદમાવતીને વારંવાર થઈ આવતા. ને અસંતોષથી રડી જવાતું હતું. તે સમજુ હોવાથી પોતાનું આ સંકટ છુપુ રાખવાની કોશીશ કરી પ્રભુ પર વિશ્વાસ રાખતી હતી. તે ગમે એવા ઠરાવથી પોતાનું મોહોડું ખુશીમાં રાખતી, પણ તેના વિચીક્ષણ પતી વિવેકસાગરથી તેના મનનો છુપો ખેદ છુપો રહેતો નહોતો. તેથી વારંવાર મહા યત્ને કરીને પોતાની વહાલી પટરાણીનો આવો પરિતાપ દુર કરવાની તે હીકમત કરતો હતો.



## પ્રકરણ રજું.

વજીર વિવેકસાગરને કલ્પિત કથા પુરાણોપર પુરો વિશ્વાસ નહોતો. પણ પોતાની પતિવ્રતા સ્ત્રીનું મન પુરાણોના નાના પ્રકારના ચમત્કારીક દ્રષ્ટાંતોથી રીઝવવાને બહાને આવી હિકમત હાથમાં લીધી હતી. ફલાણા રાજાને સંતાન ન હોવાથી તેણે ઘણા જાગ જગ્નો કર્યા; સેંકડો વરસ તપશ્ચર્યા કરી, પણ સંતાન થયું નહી; ત્યારે આપણે અલ્પ મનુષ્ય તે શા લેખામાં? દરરોજ કથા સાંભળીને પદમાવતીના અંતઃકરણમાં આવા વીચાર થતા; ને પછી સંતોષ માની બીજા કામ કાજમાં મન લગાડતી હતી.

રોજ વિવેકસાગરને ઘેર ભટજી કથા વાંચવાને આવતો હતો. તે ભટજીનું નામ કીકોભટ કરીને હતું. તેનું સરીર ઘણું જાડું ને ઠીંગણું હતું. ગજાનંદના જેવા મોટી ગોળા જેવડી ફાંદ હતી. ફાંદમાં દસ પંદર લાડુ પેસી જાય તો પણ કાંઈ વરતાય એવું નહોતું. ભટજીને કાંઈ સંતાન ન હોવાથી આગળ પાછળ ઉલાળ નહોતો, તે છતાં પોતે ઘણો લોભ રાખતા. ઘેર ઘીનો છાંટો પણ ખાય નહી; તો પૈસાનું શાક તે કયાંથી લાવે? ઘરમાં પાંચ પૈસાનો જીવ હતો. પણ ખાવા પીવાની બાધા. ભટાણીના દાંત પડી ગયાથી કંસાર બહુ ભાવતો; ને ભટજીના દાંત હજુ ચણા ચાવે એવા હોવાથી લાડુ જમવાનો ઘણો શોખ રાખતા. પોતાને ઘેર વાર તેહેવારે કે ટાંણે ટચકે સારૂ કરીને ખાતા નહોતા. પારકે ઘેર ચોળવાનું હોય ત્યારે સવારથી ભુખ્યા રહેવાની આગ્ના કરતા. સાંજે જમવા જાય ત્યાં સારા દીવસની ભુખની દાઝ કાઢતા. બીજે દીવશે નકોરડો અપવાસ કરવાની તેમને ટેવ હતી. તેથી લાંબી ઊમર સુધી અજીરણનું નામ પણ તેમણે સાંભળ્યું નહોતું, કે વૈદનું ઓસડ ખાવાની આજ સુધી ગરજ પડી નહોતી. ભટાણી ભુલ ચુકે જો શિરામણ કરવાનું નામ લેતી તો તેનો ટોટો પીસતા. એક પૈસા સારૂ ખભે ઝોળી, તુમડું ને હાથમાં લાકડી લઈ ડગુ મગુ થતા. જજમાનનું કાસદું કરવાને કે કંકોતરી આપવાને દોડી જતા હતા. લાડવાનું નામ સાંભળીને તેઓ સુતેલા જાગતા. ને મુઆ પાછળ રખેને લાડુમાં જીવ રહી ગયાથી ભટજી અવગતીયા થાય તેની લોકોને મોટી ફીકર હતી. ઘણા લોકો તેથી કીકાભટને બદલે લાડુ ભટ કહીને ખીજવતા.

ભટજીને કાંઈ સંતાન ન હોવાથી પોતાના મરણ પછવાડે ધર્મશાસ્ત્ર પ્રમાણે ક્રિયા કોણ કરશે? ગયાજીમાં કે શુકલતિર્થમાં જઈને શ્રાધ સરાવી પીંડ કોણ આપશે? વરસો વરસ ભાદ્ર માસમાં કોણ વાસ નાખશે? એવી એવી બહુ ચીંતા થતી હતી. મરનાર પાછળ પીંડ આપનાર પુત્ર જો ન હોયતો તેની સદગતી થતી નથી, એવું ભટજીના મનમાં સિદ્ધાંત હતું. તેથી ભટજી તથા ભોળો ભટાણીએ સંતાન મળવા સારૂં મેહેનત કરવામાં કાંઈ કચાશ રાખી નહોતી. ભટાણીએ ઘણાં વેહેમ ભર્યાં ઝાવાં માર્યાં હતાં. સનીવાર, મંગળવાર ને સોમવાર કરવામાં, પીંપળાને દર રોજ પ્રદક્ષણા ફરી પાણી રેડવામાં બાકી રાખ્યું નહોતું. પથર એટલા દેવ કરી પુજયા, પણ નશીબના જોરે ભોળા માહાદેવે આ સ્ત્રી પુરૂષપર કૃપા કરીને પુત્ર આપ્યો નહોતો.

હવે અવસ્થા થયાથી છોકરાં થવાની આશા તેમના મનમાંથી તદન ઉઠી ગઇ હતી. તેથી પોતાની પાછળ ખાંડ ઘીની ચોરાસી થાય ને ન્યાતમાં ત્રાંબાના ત્રાસનું લહાણું દહવાય એવી આસા રાખી હતી. પણ આવું ખરચ કરવાને માટે ઘણો પઇસો જોઈએ; તોજ જીવતાં જગતીયું થાય ને ભુદેવોને પ્રસંન્ન કરવાથી કલ્યાણ થાય. એટલે મુક્તી પમાય. એવો વીચાર ભટજીના મનમાં હતો. આવા કારણથીજ પોતે પુરી અવસ્થા છતાં પેટ બાળીને પૈસો સંચવા મંડયા હતા.

વજીરના ઘરનો હાથો ભટજીને જબરો હતો. વારંવાર દાન દક્ષણા આપીને તથા પેટ પુરણ જમાડીને પ્રધાન પત્ની તથા પ્રધાનજી ભટભટાણીને સંતોષતા હતા. ભટજી પણ ઘણા હસમુખા ને વાત કરવામાં વાચાળ

હોવાથી કથા સંભળાવીને રમુજ આપતા.

એક રવીવારની સવારના સાત વાગ્યાને સુમારે સીરસ્તા પ્રમાણે પ્રધાનને તેની પત્ની કથા શ્રવણ કરતા હતા. ભટજીને પોતાના પુર્વજોના મહાત્મની પ્રશંસા કરવાને ઘણું ગમતું હતું, તેથી આ વેળાએ પણ "બ્રાહ્મણ મહાત્મ"ની કથા વાંચવા લાગ્યા " પુર્વ કાળને વીષે અશોક નામે એક રાજા હતો તેણે ઘણા જાગ જગનો કર્યા; ગંગાતીરે એકસોને આઠ વરશ તપશ્ચર્યા કરી. પણ દૈવ ઇછાથી સંતાન થયું નહીં. તેથી મનમાં અકળાવા લાગ્યો. પછી એક દીવશે મોટા મોટા રૂશીઓને આમંત્રણથી પોતાના દરબારમાં તેડાવ્યા ને પ્રેમ સહીત પુજા કરી સાષ્ટાંગ દંડવ્રત કર્યા ને બે હાથ જોડીને કહેવા લાગ્યો;—હે રૂશીરાજયો! મારા રાજ્યમાં પાર વીનાનું પુણ્ય થાય છે. મેં પણ તપ, તીરથ ને દાન ધર્મ કરવામાં કચાશ રાખી નથી. તે છતાં મને કેમ સંતાન થતું નથી. એવો તે મેં શો અપરાધ કર્યો હશે? તેનું નિવારણ કરી મને પુત્ર પ્રાપ્તી થાય એવો ઊપાય કૃપા કરીને બતાવો. રૂશીરાજોએ એક મતથી જવાબ દીધો;—રાજન! તારો આ ભવનો કશો અપરાધ નથી. આગલા ભવમાં તેં અંગીરા રૂશીને અપમાન આપી તેમનો તપ ભંગ કર્યો હતો; તેથી તેમણે તને ક્રોધાવેશમાં શ્રાપ આપ્યો કે હે! દુષ્ટ, તું આવતા ભવમાં વાંઝીઓ રહી નર્કને વિષે વાસ પામીશ. એ શ્રાપને લીધે તને સંતાન થતું નથી ને તેથીજ તને જગનનું ફળ મળતું નથી. જેને સંતાન નથી એવા પુરૂષના જગનનો ભાગ દેવ લેતા નથી, તેના હાથે અપાએલી આહુતીનો અંગીકાર કરતા નથી; એવા વાં-

ઝીઆનું મ્હોડું દેવ જોતા નથી. તેનો વાસ સ્વર્ગમાં થતો નથી, ને તેથી તેની તપશ્ચર્યા ફળતી નથી. જેને સંતાન હોયછે તેનેજ સ્વર્ગમાં જવાનો અધીકારછે."

पुत्रेणलोकाञ्जयति पौत्रेणनन्त्यमश्नुते ॥
अथपुत्रस्यपौत्रेण ब्रघ्नस्पाप्नोतिविष्टम-
पामिति. वसिष्ठः ॥

અર્થ.—"પુત્ર હોય તે દુનીઆં જીતે. પૌત્ર હોય તો તે મોક્ષ મેળવે. અને પૌત્રનો પુત્ર હોય તો તે સુર્ય લોકમાં જાયછે." માટે હે રાજન! તું રૂશીઓને પ્રસન્ન કર !! જેથી તારી સર્વ મન કામના પુર્ણ થશે. "બ્રહ્મ પુરાણ"માં બ્રાહ્મણોને કેવા ગણ્યાછે તે તું સાંભળ.—

" અરજુનને ઈચ્છા થવાથી વિષ્ણુને પુછ્યું, મહારાજ! તમે કહ્યા એવા જે બ્રાહ્મણો તેમની સેવા કરવાથી શું શું થાયછે, તે કૃપા કરીને મને કહો કે જેથી મારૂં મન પવિત્ર થાય. ત્યારે ભગવાન બોલ્યા; અર્જુન, તું સાંભળ. મારાથી માહા પવિત્ર, મહા શક્તીવાન, ને પરમ પવીત્ર બ્રાહ્મણો છે. મંત્ર તેમને આધીન છે. મંત્રના જોરથી અધમ લોકોના પાખંડ ભરેલા અધર્મને નિકંદન કરનારા, પવીત્ર ધર્મનું સ્થાપન કરનારા, પાપી લોકોને પવીત્ર કરી વૈકુંઠમાં મોકલનારા વિપ્રો છે. હે! અર્જુન! એક શ્રાપથી આ ચૌદ લોકોનો સંહાર કરવાની શક્તી બ્રહ્માના મુખમાંથી પેદા થયેલા ભુદેવોમાં છે. તે દેવના દેવછે. સર્વ તીરથ બ્રાહ્મણોમાં રહેલાછે. વીપ્રોના પવિત્ર મુખમાંથી ગંગાના નિર્મળ પ્રવાહરૂપી ગિવા-

ણ પાણીની ધારા સદાય વહ્યા કરેછે. જે ધારા અપવિત્ર પણાને પવિત્ર કરેછે. વિપ્રના ચરણ કમળનું ધોયેલું પાણી જે કોઈ પીએ છે, તેના સઘળાં પાતક પ્રલય થઈ તે પાવન થાયછે. 'બ્રાહ્મણ અગ્નીનું મુખછે, તેથો અગ્ની હોત્ર માં હોમવા કરતાં તથા દેવ દેવીઓને નૈવેદ ધરાવવા કરતાં તેમને મોદક જમાડી મનગમતા મુખવાસ આપી દાન દક્ષણાથી જો સંતુષ્ટ કર્યા હોય તો કોટી યજ્ઞનું પુણ્ય થાય છે. સર્વ દેવથી પવીત્ર ને મને વાહલા એવા જે બ્રાહ્મણો, તેને મારૂં રૂપ માનીને જે કોઈ પ્રસન્ન કરેછે તેના સર્વ કામની સીદ્ધી થાયછે."

માટે હે રાજન્! પવિત્ર રૂષીઓને પ્રેમ પુર્વક સંતુષ્ટ કર્યા વગર તારો શ્રાપ નીવારણ થાય એમ નથી. આવો બોધ સાંભળી અશોક રાજા તે દીવસથી બ્રાહ્મણોને દેવથી અધીક ગણીને તેમની સેવામાં વખત ગુજારવા લાગ્યો; તેથી બ્રાહ્મણોના આશીરવાદથી સંતાન મેળવી આખર મોક્ષ પણાને પામતો હવો.

ભોળા લોકોને ભમાવે એવી અતિશ્યોકતી વાળી આ કલ્પીત કથા સાંભળીને વિવેકસાગરે ભટ્ટજીને કહ્યું:— મહારાજ, હવે રાખો બહુ થયું. તમે ભોળા લોકોને આવું અવળું અવળું સમજાવીને તેમનું ભુંડું કરવા કેમ બેઠા છો. 'બ્રાહ્મણો આવા ને 'બ્રાહ્મણો તેવા, 'બ્રાહ્મણોને જમાડવાથી ને સંતુષ્ટ કરવાથી આમ ફળ થાય, તેમ પુણ્ય થાય; એ વાત તમારા સરખા ભોળા લોકો માને; મહારાજ, ખરૂં કહો તો આ દેશનિ હાની કરનારોજ બ્રાહ્મણ વર્ગ છે. લોકોને આડે માર્ગ લઈ જઈને તેઓ અંધારામાં ગોથાં ખવરાવે છે. ધર્મને બહાને અજ્ઞાન લોકોને ધુતી

ખાયછે. સાચું કહોતો સુધારાની આડે આવનારા બ્રાહ્મણો જ છે. તેઓ શત્રુ રૂપે નડવાને જયાં ત્યાંથી આવીને સારા કામમાં ઊભા રહેછે. આજ કાલના બ્રાહ્મણોતો નામનાજ બ્રાહ્મણોછે. આજના બ્રાહ્મણોતો વ્યસની ને,દુરાચારી છે. ગાંજો, ભાંગ પીવી ગપાં મારવાં, ને લોકોની નીંદા કરવી એ તેમનું ક્રીયા કર્મ છે. તેમનો ધંધો જોશો તો સુદ્રના સરખો ખેડ કરવી, નેસ્તીની દુકાને બેશી તેનું વહીતરૂં કરવું, કાસદની પેઠ ખેપે જવું, વાંણોતર રહેવું, દલાલ થવું ને મ્લેચ્છની નોકરી કરી તેમના જોડા ઊપાડવા, એ તમારા આજના ભુદેવોનો પ્રાક્રમી ભરેલો ઊદ્યોગ છે. હું કાંઈ એમ કેહેતો નથી કે બ્રાહ્મણોએ આવા સુદ્રના સરખા ધંધાપર લક્ષ ન આપવું તેવા ધંધા હાથમાં ન લેવા એવો પણ મારો મત નથી હું એમ કહું છું કે આવા ક્રીયાહીણ બ્રાહ્મણોને આપવામાં કશું પુણ્ય નથી. જાતી કર્મ મુકી દઈ ભ્રષ્ટ થએલા આળસુ બ્રાહ્મણોને જમાડયા કરતાં ગરીબ લુલા પાંગળા કે અશક્ત અન્ય જાતીના કંગાલ લોકોને જમાડવામાં ને દાન દક્ષણા આપવામાં કાશીએ જવાનું પુણ્ય છે. વેદ ધર્મ શીખેલા જ્ઞાની બ્રાહ્મણો ખચીત પુજય છે. ને તેમની સેવા કરવામાં લાભછે. ઘેર ઘેર ભીક્ષા માગી પેટ ભરનારા બ્રાહ્મણો ઉલટી હરામી વધારેછે. ભટજી બોલ્યા.-પ્રધાનજી સાહેબ તમે સાચું કહો છો. અમે ક્રીયાહીણ થવાથીજ આવી અધમ ગતીને પાત્ર થયા છીએ; નહીંતો આગલા યુગમાં અમારી કેવી સતા હતી! અમારૂ નામ સાંભળીને મોટા ચક્રવતી રાજા પણ થર થર કાંપતા! અમને રાજી રાખવાને તેઓ નાના પ્રકા-

રના યજ્ઞો કરતા! અમારા ધોતીઆં આકાશમાં સુકાતાં! સ્વર્ગના દરવાજાની કુંચી અમારા હાથમાં હતી! અમારા વચને સીધિ થતી, ને અમારી અકૃપાથી સંહાર થતો! પણ ભૃગુ રૂષીએ ભગવાનને લાત મારવાથી, ભગવાને શ્રાપ દીધો કે હે, વિપ્રો! તમે ઘેર ઘેર માગી ખાજો! ને હવેથી તમારા મંત્રો અફળ થજો! આવા શ્રાપથી ઓશી આળા થઇને ઘેર ઘેર ભીક્ષા માગતા થયા છીએ. કર્કશા બાઇ હોય તેને લક્ષ્મી કહીને બોલાવવું પડેછે. પણ શું કરીએ? "પેટ કરાવે વેઠ" આ પેટ સઘળું કરાવે છે. બાકી શાસ્ત્ર કાંઈ ખોટાં છે? વિવેકસાગરે કહ્યું. મહારાજ, ધર્મ શાસ્ત્ર ખોટાંછે, એમ હું કેહેતો નથી. પણ તમે કહોછો કે ભગવાનનો ભક્ત હોય ને તેને દૈવઇચ્છાથી સંતાન નહોય તોપણ તે નરકે જાયછે. ને ભગવાનનો વિમુખ એવો જે પાપી, તેને સંતાન નહોય તો તેનો વાસ સ્વર્ગ માં થાયછે. આવો ન્યાય પરમેશ્વરના ઘરમાં હોયતો તે કેવો અન્યાય કેહેવાય? ભટજીએ ઊત્તર દીધો.–પ્રધાનજી જો પુત્રથી મોક્ષગતી થતી ન હોયતો "હે! અગ્ની હું પુત્રથી મોક્ષ ગતિ મેળવું" એ વેદ વાક્ય કેમ લખાય? શાસ્ત્રમાં કહ્યું છેકે મરનારની પાછળ જો તેનું ત્રણ લેનાર સંતાન હોતું નથી તો તેને સ્વર્ગ પ્રાપ્તી થતી નથી વળી મરનાર પાછળ શ્રાધ સરાવી પિંડ આપનાર જોઇએ. પીંડ આપ્યા વગર મોક્ષ ગતી નથી, એવું સાસ્ત્ર કહે છે. વીવેક સાગર બોલ્યો—મહારાજ, તમે શાસ્ત્રનો ખરો સિદ્ધંત સમજતા નથી. સંસ્કૃત ભાષામાં જે પુસ્તક લખાયાં તેને તમે શાસ્ત્ર કહોછો, ને બીજાને તમે તેમ સમજાવોછો. આગળ આ દેશમાં સઘળી વરણના નીચ

ઊંચ લોકો ગીર્વાણ ભાષા લખતા ને બોલતા. સાચા જુઠા ને સારા નઠારા ગ્રંથો પણ તે વેળાએ સસ્કૃતમાંજ પ્રગટ થતા. ત્યારે તે સઘળાને ધર્મ સાસ્ત્ર કેમ કહેવાય? કથા પુરાણના કલ્પિત ગ્રંથો તમારા પુર્વજ રૂષી ગ્રંથકર્ત્તાઓ રળીખાવા ને માટે રચીને તમારે માટે વારસામાં મેલી ગયા છે, ને તે વાંચીને તમે ભોળા લોકોને ભમાવોછો. તમે હવે આ રય લોકોને સાચો વેદ ઉપદેશ આપો ને તેથીજ આપણું તથા આપણા દેશનું રૂડું થશે. એક વખત એવો આવ્યો હશે કે ઘણા લોકો આ સાર વગરના સંસારની જુઠી માયા જાણીને વેરાગ્ય સાધવામાં પોતાની જીંદગાની ગુજારવા લાગ્યા હશે, ને દુનીયાંનો સઘળો વહેવાર અટકી પડયો હશે, તેથી સ્ત્રી પરણી સંતાન મેળવે તેનેજ સ્વર્ગ મળેછે. એવો મત ને ધર્મ ચલાવવો પડયો હશે. સંસાર તજી વેરાગી થઈ જેને પિંડ આપનાર પાછળ ન હોય એવાને મોક્ષગતિ નથી એવું સમજાવી સંસાર વહેવારમાં મન ઘલાવવાનો રૂશીઓએ ઇચ્છા રાખી આવા ગ્રંથો રચ્યા હશે. મુવા પછી છોકરાં સ્વર્ગે લઈ જાય એ વહેમીને અગ્નાન લોકોજ માને. મુવા પછી પીંડ આપો કે શ્રાધ સરાવો તેથી કાંઈ મોક્ષ ગતિ થતી નથી. "હાથે તે સાથે," "કરણી તેવી પાર ઊતરણી" એ કહેવત પ્રમાણે મરનારના પુણ્ય પાપ કર્મ મુજબ સ્વર્ગ નર્કની પ્રાપ્તિ થાય છે. ભટજી બોલ્યાઃ—પ્રધાનજી, આપણા મૃત્યુલોકના માનવીથી નવા શાસ્ત્ર બાંધી નવો ધર્મ કેમ ચલાવાય? પ્રધાને ઊતર દીધો. માહારાજ, વલ્લભાચાર્ય, સહજાનંદ, રામાનંદ ને શંકરાદી કોણ હતા? એકલા ગોતમ રૂષીએ નવો જૈન ધર્મ ચલાવી બ્રાહ્મણોનો જુનો ને જામેલો

ધર્મ કેવો ખળભળાવ્યો? એક માણસ શું? નહી કરી શકે? બુદ્ધિવાન ને વિદ્વાન પુરૂષથી એક વાત નહીં બની શકે એમ નથી. જુઓને ભટજી, હમણે ઠેકાણે ઠેકાણે "આર્ય સમાજો," "પ્રાર્થના સમાજો" સ્થાપીને એક જગત કર્તા ભગવાનનું ભજન કરવાનો સુધારાવાળાઓએ નવો માર્ગ કેવો ચલાવ્યોછે? વખત પ્રમાણે ધર્મમાં ફેરફાર કરવો ને જ્ઞાનથી શાસ્ત્રની સાચી ખોટી વાતનો નિરણય કરવો એ સમજુ માણસનું કામ છે. કીકાભટે કહ્યું,—જજમાનજી, તમે ખરૂં કહોછો. અમે, જેવું શાસ્ત્રમાં લખ્યું હોય તેવું વાંચીએ ને બીજાને સમજાવીએ. તમે જ્ઞાની ને તત્વવેત્તા છો તેથી સાચું જુઠું પારખી શકો. પ્રધાન બોલ્યો.—મહારાજ, તમે મિથ્યાભિમાની કે ધર્મના ખોટા જહનુની નથી તેથીજ મે તમારી પાસે ખરી વાત કહીછે. બીજા મુર્ખ પાસે હું કોઈ વેળા ધર્મ સંબંધી વાત ચીત કરતો નથી. ભટજીએ કહ્યું,—પ્રધાનજી, તમારો ઘણો આભાર થયો. હવેથી હું સાચું ખોટું પારખવાને શીખીશ.

કથા પુરી થવાથી પ્રધાને ગોર દેવના હાથમાં એક સોના મોહોર મુકી. "એક ધણું દાન. સહસ્ત્ર ગણું પુણ્ય." એવો આશીર્વાદ ભટજીએ દીધો. પદમાવતિએ પાકું સિધુ આપ્યું. ભટજી, "સ્વરિત" કહી પોતાને ઘેરગયા.

જમી કરીને બપોરના બે વાગે પ્રધાન અને પદમાવતી "અનાથ આશ્રમમાં" ગયાં. તે આશ્રમનો દેખાવ ખચિત કરૂણામય હતો. લુલાં, પાંગળાં, આંધળા ને રોગથી રીબાતાં કંગાળ લોકોની હાલત દયા ઉપજાવે એવી હતી. એક ડગલું પણ નહીં ચલાય એવા કેટલાક અપંગ હતા. ઘણાક જન્મ અંધા હતા. અંધારૂં છે કે અ-

જ્યાણું એવું નહી જોવાથી તેમને મન સઘળે ઠેકાણે રાત્ર હતી. રક્ત પીતીયા જેવા રોગીલા લોકોને રહેવાને સારૂ જુદા જુદા ઓરડા હતા. તેમના શરીરમાંથી લોહી, પરૂ વેહેવાથી ને તેમની પીડાના પોકારથી જોનારની આખમાં આંસુ આવે એવો દેખાવ હતો. પ્રધાનજીએ આ સઘળા લોકોની સારી માવજત થાય એવી સઘળી ગોઠવણ કરી રાખી હતી. માંદા માણસોની દવા દારૂ કરવા સારૂ એક શીખેલો વૈદ રાખ્યો હતો. તે સવાર સાંજ આવીને દરદી લોકોને તપાસી દવા દારૂ દેતો હતો. કકડતી થંડીમાં આ સઘળા અનાથ લોકોને ગરમ કપડાં ને સુવા પાથરવાને પાગરણ પણ મળતાં. દરરોજ બે વખતે ઘંટ વાગતો એટલે લોકોની જમવા પંગત પડતી. રવીવારે તેમને મીઠાં પકવાનો મળતાં આ આશ્રમમાં આવી રહેલાં લોકોને સગાં વહાલાંના વીજોગથી અને સંસારના સંકટથી ઘણો સંતાપ થતો, પણ આવી રહેવા કરવાની ને ખાવા પીવાની સગવડતાથી તે દુઃખીઆરા માણસો પોતાનું સઘળું દુઃખ ભુલી જઇ ખરા સુખીઆ માફક સંતોષથી રહેતા હતા. પ્રધાનજીને તથા પદમાવતીને જોઇને સઘળાં અનાથ લોકો "તમારૂં સારૂં થાઓ, તમે સો વરસનાં ડોસાં થાઓ." એવા આશીર્વાદના શબ્દો બોલ્યા. પેલી ગરીબ ઓરતને તેનાં છોકરાં આવીને તેમને પગે પડ્યાં ને કરગરવા લાગ્યાં. પીતા માતા, તમે જો અમારી રાંકની ખબર ન લીધી હોત તો અમે કેવાં દુઃખી થાત? પ્રધાને તથા પ્રધાન પત્નિએ આ ગરીબ ઓરતનો હાથ ઝાલી તેને ઊભી કરી કહ્યું; બાઈ અમને પરમેશ્વરે પૈસો આપ્યો, તેમાંથી તમારાં સરખાં ગરીબ લોકોનો બચાવ

થાયછે એ જોઇને અમને ઘણો સંતોષ થાયછે. એટલામાં જમવાનો ઘંટ થયો. સઘળાં ગરીબ લોકો એકઠાં જમવા બેઠાં. એ દેખાવ જોઇને બંને સ્ત્રી પુરૂષ ઘણાં રાજી થયાં. ને જમાડી કરી સાંજ પડવાથી પોતાને ઘેર ગયાં.

રાત્રે વાળુ કરવા બેઠાં. પદ્માવતી શોકાતુર ચહેરે એક બે કોળીયા ભરીને ઊઠી ગઈ. પ્રધાન પોતાની વહાલી પ્રીયાને વારંવાર શોકાતુર જોતો. પણ આજના સરખી ઊદાસી તેના મોહોડા ઊપર કોઈ દીવસ દેખી નહોતી, તેથી તેણે પુછયું.— પ્રિયા તું દરરોજ શા કારણથી શોક મય રહેછે. તારા છુપા દુઃખની વાત કહેવાના મને કેમ અખાડા કરેછો? પોતાના વિશ્વાસુ પતીને મનની ગુપ્ત વાત કહેતાં અટકાવું નહિ જોઈએ. આમ રોજ રોજ તું છાની હિજરાયા કરેછે તેથી મને બહુજ લાગે છે. પદ્માવતી બોલી,—પ્રાણનાથ હું તમને મારી વેદનાની વાત તે શી કહું? તમે સમજુ થઇને કાં સમજતા નથી. સંતાન વગર આ સંસારમાં મને શું સુખ છે. જુઓને આજે ભટજીએ કથામાં શું કહ્યું.- વાંઝીઆને જીવતાં બળાપો ને મુઆ પછી નર્ક વાસ. આ કેવું દુઃખ. સંતાન વગરના સંતાપથી હું ઝુરીને શક્તિહીણ થઈ ગઈછું. પ્રધાને કહ્યું પ્યારી, તું શાણી થઇને આવો મિથ્યા શોચ શા માટે કરેછે. સંતાન સારાં થાયતો સારૂં. નહિતો ઊલટી સાત પહેડી બોળે. પુત્રથી સ્વર્ગ પ્રાપ્તી થાયછે, એ માત્ર વહેમ છે. તારા સરખી સમજુ સ્ત્રી એવા વહેમથી દુઃખી થાય એ જોઈને મને ઘણો ખેદ થાયછે. જોને આપણી અ- ન્નસત્રશાળામાં અનાથ લોકો કેવાં દુઃખી છે? તેમને સારૂં ખાવાના સાંસાં, રહેવાને ઠામ નથી ને ખરચવાને દામ

નથી. બિચારા ટુકડો રોટલો કે પાણી પીઇને કુતરાં કાગડા-ના જેવી જીંદગાની ગુજારેછે, તેમના કરતાં પરમેશ્વરે આપણને કેવું સુખ આપ્યું છે? મખમલની તળાઈમાં સુવાને, સોનાં રૂપાનાં વાસણમાં ભાત ભાતનાં પકવાનો જમવાને, અને નાના પ્રકારની મોજ મજા ભોગવવાને પરમેશ્વરે પાંચ પૈસા આપીને આપણને સુખ ભોગવવાની આ કેવી તક આપીછે? માટે સંતોષ માની પરમેશ્વરનો પાડ માન. સહુ સારાં વાનાં થશે. આવા સુબોધથી પદમા-વતીના મનમાં કાંઈક અસર થઈ. તેથી પ્રસન્ન મુખડું કરીને પદમાવતીએ પોતાના શયનગ્રહમાં સુવા જવાની રજા લીધી. પ્રધાનને સુવાનો વખત થયો. પણ કેમે કરીને ઉંઘ ન આવે. અને નવા નવા વિચાર થાય. મારી સ્ત્રી કહે છે એ વાત શું સાચી નથી? આ સંસારમાં પરણવાનું ફળ શું? સંતાન. સંતાન એજ આ મિથ્યા જગતમાં સં-તોષ પામવાનું સ્થળછે.

## श्लोक.

**अनन्ता पुत्रीणो लोकाना पुत्रस्य लोको स्तीति श्रुयते.**

"જેઓને પુત્રછે, તેઓને ઘણી જગ્યો ( લોક) છે. પણ જેઓને પુત્ર નથી તેઓને વાસ્તે કોઈ જગ્યો(લોક) નથી." એવું વેદમાં કહ્યું છે, તે યથાર્થ છે. પણ પરમેશ્વરે મને આટલા સુખમાં એક સંતાનનું સુખ આપવાની કંજુસાઈ શા સારૂ કરી હશે? અહાહા! પરમેશ્વરની શી લીલાછે? તેની અકલ કળા કળી શકવામાં કાબેલ કોવિદો

ફતેહમંદ થયા નથી. તે રાયને રાંક ને રાંકને રાય કરેછે. ઈશ્વરની અકૃપાથી ઈંદ્ર સરખા દેવના અધિરાજા પણ પળમાં હતા નહોતા થઈ જાયછે. હે! ઈશ્વર! આવી તારી અપાર મહાન શક્તિ છતાં એક ન્યુન વર આપવામાં તું બખીલ કેમ થયો છું? મને સઘળી પ્રકારનું સુખ આપવામાં તેં ઊદારતા વાપરીછે. હાથી, ઘોડા, રથ ને સુખ પાલની સાહેબીનું મારે સકળ સુખ છે. વાડી, ગાડીનાં લુખાં સુખ મને અકારાં થઈ પડયાં છે. આ બધી મોજ મજા ને સુખનાં સાધનો સુખકારક થવાને બદલે મને ઊલટાં દુઃખકારક થયાં છે લોકો મને સુખી માનતાં હશે. પણ મારા સરખો દુઃખી આકાશ, પાતાળ ને પૃથ્વીમાં કોઇ નહિ હશે. હે સર્વ શક્તિવાન વિશ્વંભર! જો તેં મને આ અલોકીક સાહેબીનો મારી પછવાડે વારસો ભોગવનાર વારસ આપ્યો હોત તો મારા સરખો આ સંસારમાં કોણ સુખીઓ હોત? હે ઈશ્વર! તું ખચીત ખારા સમુદ્રમાં મીઠો વરસાદ વરસાવેછે! અરે! કાલે આશ્રમખાનામાં પેલી ભીખારણ સંતતી તરફથી કેવી સુખી હતી? તે બીચારી છોકરાંની ભુકરથી કેવી ઘેરાઈ ગઇ હતી. હે ઈશ્વર! એવું સુખ તું મને કયારે આપીશ? પ્રધાન આવા અજંપામાં અંતે જંપી ગયો.



## પ્રકરણ ૩ જું.

અનાથના અંતઃકરણમાંથી નિકળેલો આશીર્વાદ ઘણી ખરીવાર ફળીભુત થાય છે. કોઈ કોઈવાર પાણીથી ટળવળતા મુસાફરને ખારા મહા સાગરમાં પરમેશ્વર મીઠા

પાણીનો વીરડો મેળવી આપેછે. કોઈ વાર આ સંતાપ કારક સંસારથી નિરાશ થએલા નરને અંતે સુખનો સુર્ય ઊગીને સંતોષ કરેછે. વજીર વિવેકસાગરને પણ એમજ બન્યું. અનાથ લોકોનાં આશીર્વાદને પરમેશ્વરના પ્રતાપથી પદમાવતીને ચઢતા દિન થયા. ને પુરા નવ માસ થતાં દેવ કંન્યા સરખી દીકરીનો પ્રસવ થયો. આવી વધાઈ લાવનાર વિપ્રને સોના મહોરો તથા બીજી ઊમદા બક્ષિસોથી વિવેક સાગરે ન્યાલ કર્યો. ભાટ ચારણો, બ્રાહ્મણો અને અન્ય જાચક વરણને જમાડી દાન દક્ષિણા ને મોહોં માગ્યા સીરપાવો આપી નવાજ્યા. ખોબે ખોબે સાકર વેહેંચી સઘળા લોકોનાં ગળ્યાં મોંહો કર્યાં. બંધીવાનોના બંધ છોડાવી તેમની આશીશ લીધી ને બીજા પરમારથ કરવામાં વિવેકસાગરે કચાશ રાખી નહિ. રાજા, રાણીઓને આખા નગરનાં લોકો -હૃદયમાં રળિઆત થયાં. ઘેર ઘેર આસો પાલવનાં તોરણો બાંધી તે દીવસે એક તહેવાર કરતાં અધિક ઉત્સવ કરી પરમેશ્વરનો પાડ માન્યો.

બારમે દહાડે સારૂં ચોઘડીયું જોઇને પ્રધાન કુંવરીનું નામ "કમળા કુમારી" પાડયું. પદમાવતી, રત્નની પેઠે કમળાનું જતન કરતી હતી. કમળાને ઊંઘાડવા સારૂં સોનાનાં પારણાંમાં સુવાડીને પદમાવતી કોકિલા સ્વરથી ઘણીવાર હાલરડાં ગાઇને મનમાં હરખાતી.

"હાલ વાલ ને હેવા, બેનને ભાવેરે મેવા;
"બેન મારી છે અટારી, ઘીને ખાંડ ચટાડી."
"હાલ વાલ ને હુવા, લાડવા લાવે ફુઆ;"?
"ફુઆની શી પેર, લાડવા કરશું આપણે ઘેર."
"બેન મારી છે ડાહી, પાટલે બેસીને નાહી;"

"પાટલો ગયોછે ખસીને, બેન ઊઠીછે હસીને."

આવા મધુર હાલરડાંથી નિર્દોષ કમળા મીઠી ઉંઘમાં પડતી. ને તેની માતા તેનો કોમળ ચહેરો જોઇને હર્ષ પામતી.

કમળા બે વરસની થઈ ત્યાંતો પોપટની પેઠ મધુરૂં બોલતી ને ચાલણ ગાડીને વળગીને કોઈ કોઈવાર એકલી ચાલતી હતી. પાંચ વરસની થઇ ત્યારે તેના મા બાપે તેને ભણવા સારૂ નિશાળે મોકલી. કમળા રોજ બે વખત નિશાળે હોંશથી જાય ને ચીત્ત લગાડીને ભણે. બોલકણા ને ચચળ સ્વભાવથી નિશાળની સઘળી છોકરીઓમાં તે હીરાની પેઠ દીપી નીકળી હતી. નિશાળે છુટી પડે ત્યારે ઘેર રહીને પોતાના માત પિતાને મીઠી મીઠી વાતો સંભળાવીને રીઝવતી. આ વયમાં નહાનાં નહાનાં બાળકોને કલ્પિત વાતો સાંભળવાનો તથા કહેવાનો ઘણો શોખ હોય છે. તેથી વારંવાર પદમાવતીને મહોડેથી નહાની નહાની વારતાઓના ટુકા સાંભળીને કમળા ખુશી થતી. "ચાંદો સુરજ વઢી પડયા, વઢતા વઢતા કોડી જડી; કોડી લઈને ગાયને બાંધી, ગાયે મને દુધ આપ્યું. દુધ લઈને મોરને પાયું, મોરે મને પીંછી આપી, પીંછી લઈને પાહાદશાહને આપી; પાહાદશાહે મને ઘોડો આપ્યો, ઘોડો લઇને બાવળે બાંધ્યો; બાવળે મને શુળ આપી, શુળ લઇને ટીંબે બોસી, ટીંબે મને માટી આપી, માટી લઈ કુંભારને આપી, કુંભારે મને ઘડુલો આપ્યો, ઘડુલો મેં માળીને આપ્યો, માળીએ મને ફુલ આપ્યાં, ફુલ લઈને મહાદેવને ચઢાવ્યા, મહાદેવે મને ભાઈ આપ્યો, ભાઈ મેં ભોજાઈને દીધો, ભોજાઇએ મને લાડવો દીધો, લાડવો

મેં ઘંટીપર મુકયો, તે કાળીઓ કુતરો આવીને ખાઈ ગયો!" આવા રસ ભરેલા ટુચકાઓ પોતાની માતા પાસેથી શીખીને સાંજ પડે ત્યાં સરખી હેડીની ગોઠણોનું કુંડાળું કરીને કમળા હસ્તે મોહોડે કહી સંભળાવે, ને સઘળાને હસાવે. કમળાની બુધી મુળથીજ તીવ્ર ને તર્કબાજ હતી. તેમાં થોડી ઘણી કેળવણી લીધાથી વધારે ખીલી નીકળી હતી. તેથી તેને સમશ્યા પુર્તીની પેઠે સંવાદ કરવાને તથા કાંઈ કાંઈ જોડી કહાઢવાને પસંદ હતું.

"રાતા બગલા રણે ચઢયા, પાણી પેખી પાછા વાળ્યા."
"એક બગલાનો ભાંગ્યો હોઠ, લાવ્યોરે લંકાનો લોટ" ૧
"બાવાજીનો ઘોકડો, રૂમઝુમ ચાલે, પતાળ પાણી કાઢે;"
"પાતાળ પાણી કાઢું, હાથાને પગે તાણું" ૨,

આવા આવા સવાલો પુછવાથી તથા તેના જવાબો આપવાથી, બાળકોની તર્ક જ્ઞાન શકતી વધેછે. ને નવા નવા તર્ક દોડાવવાની ટેવ પડેછે. કમળામાં જાતી ચંચળાઈ ઘણી હતી તેથી આવા ટુકાના જવાબ આપીને નહાના મોટા લોકોને અચરત કરતી. કોઈવાર જ્યારે રમવાનું મન થતું ત્યારે પોતાની ગોઠણો સાથે નહાની "ઘોલકડી" માંડીને નહાનાં પ્રકારની ઘર સંસારની અજમાએશ મળે એવી રમત રમતી. તેની રમતને લગતો સામાન તેના માત પીતાએ કરાવી આપ્યો હતો. તેથી કમળાને પોતાની રમતનું ઘર શણગારવાની મજા પડતી. નહાની આરસપહાણની ઘંટી, લાકડાની સુપડી, ખાંડણીએ, રંગેલી વેહેંત જેવડી સાંબેલી, કળશીઆ જેવડું તાંબા પીતળનું બુડું ને રમકડાં સરખો ચાલણ ચુલો એ વગેરે રાચ રચીલું ઘરમાં ગોઠવીને ગોઠણોની સાથે રમે તથા સામ સામી

ઢીંગલા ઢીંગલીની સગાઈ કરી પરણાવે, ને લગ્નને લગતાં મધુર કંઠેથી ગીતો ગાઈ; કમળાને તેની સખીઓ ગમત મેળવે. મોટાં થએ ઘર સંસારને લગતું કામ સહેલથી આવડે એ સારૂં આવી રમતમાં પદમાવતીએ કમળાનું લક્ષ રોકયું હતું.

નિશાળના વખત પછી કમળાને રોજ રોજ પદમાવતી ઘર વ્યવહારની કેળવણી આપવા પાછળ પોતાનો ઘણો વખત રોકતી હતી. કમળાને તેની માતાએ સાત વર્ષની થતાંમાંતો શીવવા ભરવામાં ને ગુંથવામાં કાબેલ કરી હતી. આટલી નહાની વયથી કમળાને ચીત્ર વિદ્યાનો શોખ લાગ્યો હતો. ચીત્ર વિદ્યામાં તેની ચતુરાઈ અણુહદ હતી. "ઘડા જેવી ઠીકરી ને મા જેવી દીકરી." એ કહેવત કમળાએ ખરૂં પાડયું હતું. રૂપમાં તે કુદરતનો એક નમુનો હતી. રાજ્ય કંન્યાને લજાવે એવા તેનામાં ઉંચાં લક્ષણો હતાં. કોકીલ સ્વર જેવો તેનો કંઠ હતો. તે બોલતી ત્યારે તેના મોહોઢામાંથી અમૃત ઝરતું. તેના કુમળા ગાલપર ગુલાબી સુરખી પ્રકાશી રહી હતી. તેની હરણી સરખી આંખો ચંચળાઈથી ભરેલી હતી, ને તેની ચાલ હંસને હઠાવે તેવી હતી.

દીવસે દીવસે ચંદ્રકળાની પેઠે કમળા વયમાં વધવા લાગી. સાત વર્ષની છતાં તેને લોકો આ વખતે અગીઆર વરસની ધારતા હતા. તેના રૂપને ગુણપર લોભ પામીને મોટાં મોટાં ઘરના માગાં આવતાં પણ વિવેકસાગર બાળલગ્ન કરવાને સામે હોવાથી સઘળાં માગાં પાછાં મોકલતો હતો. પદમાવતીના મનમાં કમળાને પરણાવી લગ્નનો લ્હાવો લેવાની ઘણીજ ચીવટ હતી, તેથી પોતાના

પતી વિવેકસાગરની આગળ જ્યારે ત્યારે તે કમળાના વિવાહની વાતકહાડતી હતી. હજુ તો કમળા ઉગતું ગુલાબછે. તેને મોટી ને સમજણી થવા દે. વય થયા પછી કોઈ સારૂ ઠેકાણું જોઇને સગપણ કરશું. એવી રીતે સમજાવીને વિવેકસાગર લગ્નની વાત વિસારે પડાવતો. પણ તક મળતાં પદમાવતી એ વાત સંભારવાને કોઈવાર ચુકતી નહોતી.

એક વેળા બંને સ્ત્રી પુરૂષ સમી સાંજની શીતળ લેહેરીમાં પોતાની વિશાળ વાડીમાં મખમલથી મઢી લીધેલા મનહર કોચ ઉપર બેશીને વાત વિનોદ કરતા હતા. વાત પરથી વાત કહાડતાં પદમાવતીએ પાછી કમળાના વિવાહની વાત છેડીને કહ્યું.—પ્રાણનાથ જ્યારે જ્યારે હું તમારી પાસે આપણી કમળાના વિવાહની વાત કહાડું છું. ત્યારે તમે મને ઉડાવીને આડો અવળો જવાબ આપી થંડી પાડોછો. તમે કહોછો કે કમળા નહાની છે, પણ તે હવે કાંઈ નહાની નથી. આવતી વસંત પંચમીએ આઠમું ઉતરીને તેને નવમું વરસ ઉગસે. તેની હેડીની શ્રીમંતના ઘરની છોકરીઓ તો આજ પરણીને આણાં વળતી થઈ છે. આપણાં સરખાં પઈસાદારનાં છોકરાંને મોટાં કરીને પરણાવવામાં શોભા નથી. પારણામાથી પરણે નહી તો પછી શ્રીમંત ને ગરીબમાં ફેર શો? વિવેકસાગરે કહ્યું. વહાલી! તારા આવા ઘેલા વિચારથી મને હસવું આવે છે. કમળા પૈસાદારની પુત્રી થઇ એટલે તેને બાળપણમાં પરણાવીને પીડામાં નાખવી? તેનો વખત હમણાં પરણવાનો નથી. ખરો વખત ભણવા ગણવાનો ને ખેલવાનો છે. પ્યારી! બાળપણમાં પરણાવ્યાથી ઘણાં નઠારાં ફળ

નિપજે છે. એ તું જાણે છે. આટલી નહાની વયમાં પ-
રણાવીને લગ્નનું જોખમ માથે લેવું એ સમજુ માણસનું
કામ નથી લગ્નનુ જોખમ કેટલું મોટું ને કઠણ છે. તેતું
સારી પેઠે સમજે છે. કમળા હજુ તો ઢીંગલા ઢીંગલા
લઇને રમતી ફરેછે. એટલામાં લાકડે માંકડું વળગાડી
ઢીંગલા ઢીંગલીની રમત પ્રમાણે તેને પરણાવવી એવો
મારો વિચાર નથી. ઉંમર લાયકને સમજણી થશે ત્યારે
તેને લાયક વર ઘર શોધી પરણાવતાં શી વાર છે? આંખમાં
આંસું આણીને પદમાવતી બોલી, પ્રાણવલ્લભ! તમે
કહોછો એ સઘળું હું સમજું છું. પણ આપણી વય ત-
રફ નજર પહોંચાડીને તમે વાત કરો તો ઠીક. આપણે
હવે છેલે પગથીએ બેઠાં છીએ. વખત ઘણો બારીકછે. ક્ષણ
ભંગુર દેહનો જરા ભરૂંસો નથી. કાલ કોણે દીઠીછે. આ-
પણી સઘળી આશા ને સઘળું સુખ કમળામાં છે. કમળા
ને સારે ઠેકાણે પરણાવીએ તો "ગંગા નાહ્યા." શાસ્ત્રમાં
કંન્યાદાન દેવાનું મોટું પુણ્ય કહયુંછે. ઘણા ધનવંત ને પુ-
ન્યશાળી લોકો પારકી કંન્યાને પરણાવીને પુણ્ય લેછે, તો
આપણને પરમેશ્વરે હાથે ચઢીને દેવ કન્યા દીધી છે. ત્યારે
આવેલો અવસર શા માટે જવા દઈએ? આ સંસારમાં
અવતાર લઇને મેં અભાગણીએ કાંઈ લહાવો લીધો નથી.
હાથમાં રામણ દીવડો લઈ માથે મોતીનો "મહોડીઓ"
ઘાલી તોરણે આવેલા જમાઈને પોંખવાનો મને ઘણો
કોડછે. આપણી આંખ આગળ પરણીને આપણી પુત્રી
ફરે ને તેના સસરાના ઘરનું સુખ ભોગવે એ અવસર
જોવાની મને હોંશછે. ઇશ્વરે હવે નજરે રૂડો દીવસ દે-
ખાડયો છે. પાંચ પૈસા આપ્યા છે, ત્યારે ન્યાત વરા કરી

સગાં વહાલાં જમાડી, વહેવાઈ વહેવાણોને મન ગમતી પહેરામણી કરી જમાઇને કંસાર કઢાવી; આપણી કમળાને ઘર પ્રમાણે કરીઆવર કરી પાંચ પૈસા હાથે વાવરીએ ત્યારેજ આપણને પૈસા મલ્યાનું પ્રમાણ. આ સંસારમાં અવતરીને હાથે કરી પાંચ પૈસા સારે ઠેકાણે વાપર્યા નહીં, છોકરાં છઈયાં પરણાવી કશી પ્રકારના લ્હાવા લીધા નહી, તેનો તે અવતાર છે? માટે પ્રાણનાથ મારૂં કહ્યું માની હમણાં ને હમણાં કમળાનાં લગ્ન કરવાની કમર બાં ધો તો રંગ રહે. હવે વિવેકસાગરથી જવાબ દેવાય એવું બહાનું એકે રહ્યું નહોતું. બાળલગ્ન કરવાં, ન્યાત વરામાં નાણું વાવરી વાહવાહ કહેવરાવી, એ તેના વિચારથી વિ- રૂદ્ધ હતું, પણ હવે કમળાનાં લગ્ન કર્યાં વગર એકે છુટકો નહોતો. પદમાવતીએ જે જે કારણો તેને બતાવ્યા તે સ- ઘળાં નહી તો થોડાં ઘણાં પણ સાચાં હતાં. પોતાની આબર વયનો કાંઈ ભરૂસો નથી. એ મોટું કારણ તેને યોગ્ય જણાયું. પોતાની સ્ત્રીને આખી ઉમરમાં એકે લ- હાવો લેવાની તક આવી નહોતી. ટાણું ટચકુ કે ન્યાત જા- તમાં પાંચ પૈસા વાપરવાનો આ પહેલો વખત તેને આ- વ્યો હતો. ન્યાત વરામાં કે મહા ભોજનોમાં ફોકટના પૈસા ગુમાવી વાહ વાહ કહેવરાવવા કરતાં પરમાર્થમાં પૈસા વાપરવાને તે સદા તઈઆર હતો. દેશ સુધારાને નિરાશ્રીત લોકોનાં કલ્યાણાર્થે તેણે હજારો રૂપીઆ ખરચ્યા હતા. હવે જ્યારે તેને સંતાન થયું, ત્યારે તેને પરણાવી પો- તાની આબરૂ અને દરજ્જા પ્રમાણે ધામધુમ ને નાત વરામાં પાંચ રૂપીઆ વાવર્યા વગર કેમ ચાલે? આ સઘ ળા સબબોથી વીવેક શાગરે આવતા લગનગાળામાં કમળાને

પરણાવવાનું પોતાની સ્ત્રી પાસે કબુલ કરવું પડયું.

શેહેરમાં ધનપાળશાહ નામે એક મોટો ધનાઢય વ્યાપારી રહેતો હતો. તેના પુત્ર છોટમલાલની વેરે વિવેક સાગરે કમળાના થોડા દીવસમાં લગ્ન કીધાં. ધનપાળશાહને આ એકનો એક લાડકો પુત્ર હોવાથી તેનું જતન કરવામાં બાકી રાખ્યું નહોતું. પાણી માગે ત્યાં દુધ લાવી દેતાં, પણ અવતર્યો ત્યારથીજ તે રોગ લઈને આવ્યો હતો, તેથી તે પીળા પાંદડા સરખો રહેતો. ઘણા પૈસાદારના લાડકા છોકરાં આવી વ્યાધીમાંજ મોટાં થઈને પોતાની જીંદગાની પુરી કરેછે. છોટમલાલને પાંચ વરસ થયા હતા, પણ રોગથી તે ત્રણ વરસના ટેંટા સરખો દેખાતો હતો. ઘોડીઆમાં સુઈને ધાવતા આ છોટીવયના છોટમની સાથે કમળાનાં લગ્ન કરવાની મરજી વિવેકસાગરની મુદલ નહોતી. તેના કરતાં કોઈ ગરીબ, પણ નિરોગી ને ચંચળ જમાઈ શોધવાનું તેનું મન હતું. પણ પદમાવતીના આગ્રહ આગળ તેનું નહી ચાલવાને લીધે આ વેવીસાળની, આનાકાનીથી તેણે હા ભણી હતી. "નાનો છે તે કાલ સવારે મોટો થશે." ધનપાળશાહ સરખું ધનવાન ને કુલીન ઘર આપણને બીજું કયાં મળવાનું હતું? લક્ષ્મી ચાંલ્લો કરવા આવી ત્યારે મોંહો ધોવા જઈએ તો મુરખમાં ખપીએ. માટે કમળાનાં લગ્ન કરવા તો ત્યાંજ કરવા. પદમાવતીએ આવી હઠ લીધો હતી, ને તે હઠને વિવેકસાગરે આધીન થવું પડયું હતું. આજના સુધારાવાળાના વિચાર બાળલગ્નની તથા કુલીનપણાની સામે હોય છે; પણ તેમના ઘરની સ્ત્રીઓના સાંકડા વીચારથી તેમને આખર બાળલગ્ન કરવાં પડે છે. સ્ત્રી હઠ આગળ તેમનું

કશું ચાલતું નથી. વિવેકસાગરને પણ આ વિચારમાં એમજ થયું.

લગ્નગાળો નજદીક આવવાથી વિવેકસાગરે નગરના નામાંકીત જોષીઓને આમંત્રણ કરી કમળાના લગ્નનું શુભ મુહુર્ત જોઇ આપવાને વિનંતી કરી. જોષીઓએ એક મત થઇને પોશ સુદ ૫ ને સોમવારના લગ્નનું મંગળ મુહુર્ત જોઇ દીધું. એટલે વિવેકસાગરે લગ્નની મોટી તૈયારી કરવા માંડી. દેશાવરોમાં કંકોતરીઓ લખીને પોતાનાં સગા વહાલાં તથા ઓળખીતા મિત્રોને લગ્ન ઉપર તેડાવ્યાં ને વિવાહમાં જોઇતી સામગ્રી સત્વરથી મંગાવવાને માટે ચારે તરફ પવનવેગી સાંઢણીઓ દોડાવી દીધી.

પોતાના પ્રધાનની પુત્રીનાં લગ્નોત્સવમાં ભાગ લેવાને આખા નગરના લોકોએ અગાઉથી ઠરાવ કરી રાખ્યો હતો. તેથી લગ્નને દીવસે ઉલટમાં આવીને સઘળી રઇઅતે શેહેર શણગારવાથી "અલકાપુર" નગર અમરાપુર સરખુ દીસતું હતું. રંગબેરંગી દુકાનો અને મકાનોપર નાનાં પ્રકારના પચરંગી પતાકા ઉડી રહ્યા હતા. બારણે બારણે આશોપાલવનાં તોરણો બાંધોને લોકોએ ઉત્સવ દીવસની ઘણે મોટી ઊલટ બતાવી હતી. વિવેકસાગરે પોતાના મેહેલો, વાડી વજીફાને લગ્ન મંડપ સણગારવાને માટે, દુર, દેશાવરોથી હોંશીઆર ચીતારાઓ ને કારીગરો તેડાવ્યા હતા. મહેલ તથા મંડપની શોભા ઇંદ્ર ભુવનથી પણ અધીક થઈ હતી. વાડીના વિશાળ ચોકમાં એક મન હરણ મંડપ રચ્યો હતો. તેમાં વિધવિધ પ્રકારની યુકતીઓ કરી હતી. જે જોઇને જોનારનું મનરંજન થતું હતું. મંડપની ભીંતોપર ચતુર ચીતારાઓએ છક કરી નાખે એવાં ચીત્રો

આલેખ્યાં હતાં. કરામતી પુતળાં ગોઠવેલાં હોવાથી લોકો વિસ્મય થતાં હતાં. મંડપના મધ્ય સ્થળે એક બીલોરિ કાચનો ફુઆરો હતો, જેમાંથી ગુલાબજળ આદી સુગંધ મય પાણીની શેડો નીકળી થંડી લ્હેરોથી આનંદ થતો હતો. કેળોના સ્થંભો ને મોતીનાં તરોઆલોરણથી મંડપની શોભામાં ઘણો વધારો થયો હતો. તેમાં હાંડી, તકતા ને ઝુમરોનો પાર નહોતો. સાજન મહાજનને બેસવા સારૂ રત્ન જડીત સીંહાસનો માંડેલાં હતાં. મંડપની આવી શોભાથી જોવાને સારૂ સો સો ગાઉથી લોકોનાં ટોળે ટોળાં અલકાપુરમાં દરરોજ આવવા લાગ્યાં.

આણી મેર ધનપાળશાહ શેઠે પણ ધન ખરચીને ધામધુમ કરવામાં મણાં નહોતી રાખી. સાંજ સવાર પોતાને ઘેર ચોઘડીઆં બેસાડેલાં હતાં. છોટી વયના છોટમલાલના વરઘોડા ચઢાવી વાજા ગાજાં વજડાવી આખું અલકાપુર ગજાવી મેલ્યું હતું. એક લેખે આ રાજ્ય લગ્નમાં ધંધાદારી લોકોને ઘણી રોજી જાગી હતી.

પોશ સુદ ૫ની સાંજે મોટા આડંબરથી છોટમલાલની જાન વિવેકસાગરને ત્યાં આવી પહોંચી. જાનનો આદર સતકાર કરી એક મોટી હવેલીમાં જાનીવાસો દીધો. રાત પડી એટલે લગ્ન ક્રિયા સરૂ થઈ. મંડપના એક ભાગમાં વિવેકસાગરે નોતરેલા મીજલશીઓને માટે ગોઠવણ કરીને બીજા ભાગમાં સોનાં રૂપાના કળસની ચોરી બાંધી હતી. મીજલસમાં રાજા, તેના બે કુંવરો ને બીજા શેઠ શાહુકારો તથા અમીર ઉમરાવો પધારેલા હતા. મંડપમાં બીરાજેલા સ્ત્રી પુરૂષોનાં કીંમતી વસ્ત્રાભુષણથી ને રોશાનીની ભભુકથી આસપાસ ઝગઝગાટ થઈ રહ્યો હતો.

મુહુર્ત થયું એટલે નહવડાવી ધોવરાવીને કમળાને તથા વરરાજાને માયરામાં પધરાવ્યાં. વરરાજા હજુ બેસવા શીખ્યા નહોતા. તેથી તેની માતાજી તેને ખોળામાં લઇને બેઠી. હસ્ત મેળાપની તૈયારી થઇ એટલે જાનરડીઓએ તથા માંડવડીઓએ મળીને આ લગ્નને માટે ખાસ જોડાવેલાં ગીતો ગાવાં શરૂ કર્યાં.

ધોળ.

રામ સાથે સિતા પરણાવતાં;
રાજા જનકે મંડપ બાંધ્યો સાર, શોભાનો શોપાર,
મંડપમાં નહીં મણા,
રોપ્યા કદળી તણાં સ્થંભ માંડવે,
આપી અધિક અનૂપ આકાર, શોભા કીધી સાર. મં૦ ૧
રંગ મંડપ રળિઆમણો રાજતો,
લીલા પીળા રંગેથી રંગેલ, ચારૂ ચિત્ત રેલ. મં૦ ૨
હાથી હયને વરૂ વાઘ વાંદરા,
ખાંતે કરતાં મંડપમાં ખેલ, ગેરાં રીંછ ગેલ. મં૦ ૩
ચારૂ ચંદરવા ઉંચે ચોડીયા,
ખાસાં ખાપના ભરત ભળાય, જોવા ચીત્ત ચાય. મં૦
તારા ખગમાં તેજે જેમ તગતગે,
તેમ ચગચગે ચંદરવાય, ઝાઝા ઝળકાય. મં૦
બેઠાં મેનાં,, કોયલ, કીર, પાંજરે,
મીઠા મનહર બોલતા બોલ, સુસ્વર આની સોળ. મં૦
ગોરી ગાતી ઊમંગી ગીતડાં,
કંઠ લાજે કોયલના કલ્લોલ, તેનો નવ તોલ. મં૦
ભીંતે ચીત્ર ચીતારાએ ચીતર્યાં,
ચારૂ ચતુરંગી રાયનાસેન, અધિક શોભા એન મં૦

નાટા રંગમાં નારદ નાયકા,
નૃત કરતાં નચાવતી નેન, કે'વા ન મળે કેણ. મ૦
નટ રમતા નાટક થાતાં નેકમાં,
ખૂબ આળેખ્યા મંડપ ખાસ, અગાસી અવાસ. મ૦
બાગ બંગલા સભા બેઠી રાયની,
જોગી કરતા જારી જોગાભ્યાસ, વેડી વનવાસ. મ૦
ઝાઝી ઝાડ ઘટા કપી કુદતાં,
કરતિ ટહુકા કોયલ મેનાં કીર, નિર્મળ ઝરે નીર. મ૦
આંબા સાગ સીસમ દ્રાક્ષ માંડવા,
ભૂરા ચીતર્યા ભયાનક ગીર, ધરે જોતાં ધીર. મ૦
સાત સોનાનાં સોભે સિંહાસને,
કાચ જડીત ગોઠવીયા કબાટ, ખુરશી મેજ ખાટ. મ૦
હીરા જડિત હીંડોળા હીંચવા,
ઠીક કીધો બેઠકનો ઠાઠ, ઘટમદાર ઘાટ. મ૦
હાંડી તકતા ઝુમર ઝાઝાં ઝળકતાં,
ચોખ્ખા ચળકતા પુરેલા ચોક, લાયક દીસે લોક. મ૦
દીવા દીવાળી સમ ઝાઝા પ્રગટીયા,
ઠામે ઠામથી આવતા થોક, જોવા સારૂ લોક. મ૦
તરિયા તોરણ બારણે બાંધીયાં,
ફૂલ માળ રચી ઠામ ઠામ, ઊપજતો આરામ. મ૦
વાયે પવન શીતળ ધીમે ધામમાં,
ઉડે પાણી ફુઆરાથી વામ, ઘટે જેથી ધામ. મ૦
ભેળા ભૂપ થયા મોટા ભારથી,
ભાસે ભભકા જેના ભરપૂર, શોભે જેમ સૂર[૧]. મ૦

---

૧ ઇંદ્ર.

મણી જડિત મુગટ કાને કુંડળો,
ચાંદ ચળકતા ચાંદીના ઉર, શશિ સમનૂર. મં૦
ઉડે અબીલ ગુલાલને અર્ગજા,
આછાં છંટાતા અત્તર તેલ, મધુ મોગરેલ. મં૦
હાથે ગજરા ગુલાબના ઓપતા;
ખાસાં ફોરતાં તેલ ફુલેલ, રાજે રંગરેલ. મં૦
દારૂખાનાં બપોરીયાં ફુટટાં,
વાજાં વાજતાં અનુપ અથાગ, રશિક રૂડા રાગ, મં૦
તાંસાં પડઘમ ઢોલ જ્યાં ધબકતાં,
સુણી મનડું થાએ બાગ બાગ, મળે નવ માગ. મં૦
ભોંયે ગાલીચા ભરતથી ભળકતા,
ધોળા જનકનાં ચળકતાં ધામ, ભાળી ભુલે ભામ. મં૦
ઊડે અનૂપ લલિત રંગી વાવટા.
ભાળી રશિક ભવાની આ ઠામ, રીજ્યા રૂડા રામ. મં૦

ઘણી ઉત્તમ ન્યાતોમાં જેમ ફટાણાં ને નઠારાં ગીતો ગાવાનો ચાલ અદ્યાપી સુધી ચાલેછે. તેવોજ રવૈયો વિવેકસાગરની ઉંચ ન્યાતમાં હતો; પરંતુ ભાઈ, બાપને બીજા અજાણ્યા પુરૂશો સાંભળતાં એવાં નઠારાં ગીતો ગાવાં એ હલકા વરગની સ્ત્રીઓનું કામ છે, એવું સમજાવીને વિવેક સાગરે આવાં નીતી ભરેલાં ગીતો ગવરાવવાનું કરયું હતું. સુંદર સ્ત્રીઓના કોમળ કંઠથી ગવાતાં ગીતના સ્વરની સાથે નગારાં ઢોલ ત્રાંસા ને શરણાઇનો સુંદર ઘોર મળવાથી મંડપમાં વીરાજેલા સ્ત્રી પુરૂષોના મન રંજીત થતાં હતાં. હસ્ત મેળાપની વેળા થઈ ત્યાંતો વરરાજાએ ધસ ધસાટ ઊંઘવા માંડ્યું. ગોરે આવીને તેનો હાથ કમળાના કોમળ હાથમાં મુકયો. એટલે વર-

રાજા જાગીને રડવા લાગ્યો ! તેને છાનો રાખવાને તેની માતાએ ધવરાવવા માંડયું. પણ રડતો રહેજ નહીં. અંતે જેમ તેમ કરીને છોટમલાલને છાંનો રાખ્યો, ને કમળા-ના હાથમાં છોટમની માતાએ પોતાનો હાથ આપીને હરત મેળાપ કર્યો. વાજાં અને સ્ત્રીઓનાં ગાયનની ગડબડમાં વર રાજાનો વરઘોડો કોઈના જાણવામાં નહીં આવ્યો. "**વર વહુ સાવધાન, નાણા કોથળી સાવધાન, ઘડી પાંચનો સમૈયો**" એવા રાગડા તાણીને વિપ્રોએ લગ્ન ક્રીયા ચાલતી કરી. માંયરૂં પુરૂં થયું એટલે વરઘોડીયાને ચોરીમાં લાવ્યાં. ચોરી વચોવચ અગ્ની સળગાવીને એક બ્રાહ્મણે તેમાં જવ તલ હોમવા માંડયા. ને કમળાની સાથે વરને કેડે બેસાડીને તેની માતાએ ચાર ફેરા ફર્યા. કમળા બીચારી કીશોરવયની અજ્ઞાન હતી, તેથી તેને લગ્ન એ શું છે તથા આવાં કજોડાનાં કષ્ટથી શું વેઠવું પડશે; તેની ખબર નહીં હોવાથી કશી પ્રકારનો મનમાં ઊતાપ નહોતો.

કંશાર જમાડતી વખતે સ્ત્રી પુરૂશની લગ્નથી કેવી મજબુત ગાંઠ બંધાય છે; પુરૂશે રળીને સ્ત્રીનું પોષણ કરવું, સ્ત્રીએ પોતાના સ્વામીને જમાડીને જમવું. પતીને પરમેશ્વર તુલ્ય જાણી તેના ચરણ કમળને ધોઈ પાન કરવું. અગ્ની અને પંચની શાક્ષીએ મળેલા પતીની સેવા કરવી. પતીવ્રત પાળવું. ને પુરૂશે પણ પત્નીવ્રત પાળી સ્ત્રીનું મન સંતુષ્ટ કરવું. એવો કરાર ને બોધ આપવાને બદલે લાડવા જમીને મસ્ત થએલા ભુદેવો "**સમોર્તમ ક્ષેમ કલ્યાણ** આરોગ્ય નીર્વીઘ્નેય શુંભં ભવસ્થુ."! જેવા ને બીજા અપભ્રંશ નકામા શ્લોકો તથા "ધીચોરો, ધીચો-

રો" ના કંટાળા ભરેલા રાગડા તાણી "સતપતી" ની સાત સોપારીને સાત પૈસા લાવો, ધ્રુની પુજાના ત્રણ પૈસા આપો. એવું બોલી બોલીને કંટાળો આપવા લાગ્યા. આવા તેમના ધુર્તપણાંથી મંડપમાં પધારેલા સમજુ ને સુધરેલા મનના ગૃહસ્થો ખેદ પામ્યા. ને કહેવા લાગ્યા કે આવા અજ્ઞાન બ્રાહ્મણો કયારે સમજીને સદોપદેશ આપશે? "હે સ્વામી હું આ ધ્રુની પેઠે હવે મારા નીયમ માં અચળ થઈશ" એવો કરાર ધ્રુની પુજા કરતી વેળા કન્યા કરે છે. તે આ લોકો સમજતા નથી. આથી પરણીને કેવા નીયમ પાળવા તેની જ્ઞાન ને ફરજ કન્યાના મનમાં આવતી નથી. કદાચ એવા કરારો તેમની પાસે પળાવવા નો કાયદો થાય તો પણ તે શા કામનો? આવા ઘોડીઆ માં મુતેલાં વર કન્યાનાં જોડાં તેવો કરાર કરવામાં ને પાળવામાં શું સમજે? આથી આપણા લોકો પરણીને લગ્નની શી ફરજ છે તે નહિં સમજવાને લીધે ઘણા દુઃખ ભોગવે છે.

વર કન્યા કંસાર જમી રહ્યાં એટલે ચોરીની એક બાજુએ એક મોટો રોડ મોડ પાણો હતો તેની ગોરે પુજા કરાવી. એ પાણાનું નામ "ક્ષેત્રપાળ" કહેવાય છે આવી વહેમ ભરેલી રમત (ક્રીયા) થઈ રહ્યા પછી હાથ ગરણાંનો વખત થયો. રાજાએ કમળાને પાંચ ગામ ત્રાંબાને પત્રે કન્યાદાનમાં લખી દીધાં, ને રાણીઓએ કીંમતી વસ્ત્રાભુષણ આપ્યાં. બીજા લોકોએ પણ પોતાનાં ગજા પ્રમાણે ચાંદલો કર્યો, કીકાભટે, પણ ચાંલો આપવા આવે તેની પાસેથી "ધોળી ગાય પાછળ રાતી વાછડી" જોઈએ. લુખો ચાંદલો ન કરાય એવું કહીને

સારી પેઠે રૂપા તથા ત્રાંબાનાણું મેળવ્યું. લગ્ન ક્રીયા પુરીં થયા પછી ભરાયેલા ભુદેવોએ આશીરવાદ દીધા. તેમને પણ "ભુયસ્ત" દક્ષણા વેચી. વીવેકસાગરે તથા ધન પાળશાહે રાજી કરી વીદાય કરીને સઘળા મીજલશમાં પધારેલા ગ્રહસ્થોને પાન સોપારી, ફુલના તોરા, ગજરા ને અત્તર ગુલાબ આપી આભાર સહીત રજા આપી, પાછળથી જાનૈઆને માંડવીઆ સુવાને ગયા.

જાનને પાંચ સાત દીવશ રાખી નાતવરામાં હજારો રૂપીઆ વાવર્રાને વીવેક સાગરે ત્રાંબા બ્હેડાંનું લહાણું લ્હાયું. તથા આખા નગરનો ધુમાડો બંધ કરી (જમાડી)ને જય જય કાર બોલાવ્યો. છેલ્લે દીવશે જાનને મન ગમતી પેહેરામણી કરીને રંગે ચંગે રજા આપી.

પદમાવતીના સર્વ કોડ પુરા થયા, કમળાનાં લગનનો લ્હાવો લઈ હવે માણશની ઓળમાં આવી હોય એવું તેને જણાયું. તેથી મનમાં મગ્ન થઈ, વિવેકસાગરે પાંચ પઈશા લગન પાછળ ખરચીને ન્યાત જાતમાં વાહ વાહ કહેવરાવી; ને એક જંજાળમાંથી મુક્ત થયા એમ ગણી પરમેશ્વરનો પાડ માન્યો.

ગરીબ બીચારી પદમાવતી પોતાની વહાલી કમળાને બાળપણમાં પરણાવીને કેવી હરખાતી હશે? સારા સારા વસ્ત્રાલંકાર પેહેરીને તથા લગ્નની ધામ ધુમ જોઈને કમળા મનમાં કેવી મકલાતી હશે? તેના મનમાં પરણવું એ ઢીંગલા ઢીંગલીની રમત સરખું હતું. કુંવારી, પરણેલીમાં શો તફાવતછે. તે પણ પોતે સમજતી નહોતી.

પદમાવતીની પેઠે ઘણાક મા બાપો પોતાનાં છોકરાંને ઘોડીઆમાંથી વરાવીને ઠેકાણે પાડવાનું સમજી વડાઈ

માની લેછે. કજોડાં એ ઘર સંસારના ખરાં સુખનો કેવો ઘાણ વાળે છે, તે નજરે જોયાં છતાં કેટલાક મા બાપો છતી આંખે કુવો પુરીને ક્ષણભર માની લીધેલા! લ્હાવાના સુખમાં પોતાના ખરાં સુખનો ભોગ આપે છે. ધીઃકાર હજો એવા મા બાપોને! ધીઃકાર છે કજોડાં કરી પોતાના નીર્દોષ બાળકોને સંસાર સાગરના સદાયના સંકટમાં નાખનાર મા બાપોને! ધીઃકાર હજો એવી સ્ત્રીઓને કે જે લ્હાવો લેવા ફોકટના ફાંફાં મારી સંતાનના ભવી ષ્યના સુખનો નાશ કરી પોતાનાં બાળકોનાં લગ્ન હક ડુબાડવાની આગેવાની કરતી હોય.

---

# પ્રકરણ ૪ થુ.

આ દોરંગી દુનીઆના દમામવાળા દેખાવો દેખીને મોહ પામવો નહીં. ત્રીશના વિચીત્ર રંગો પ્રમાણે વિચીત્ર તરેહની ઉલટ પાલટ ને ફેરફારો નિરંતર થયા કરેછે. એક ઘેર મંગળનાં ગીત ગવાય છે તો એક ઘેર રડાપીટથી છાતી ફાટ રૂદન થાયછે. એવી હસ્તી રડતી હાલત આ દુનીયાંની છે. તેના જુઠા દેખાવોપર મગરૂર રહેવું એ મુર્ખનું કામછે. માણસ માત્રની સુખ દુઃખ ની એક સરખી સ્થીતિ સદાય રેહેતી નથી. ફરતી છાંયાની પેઠે તેનો પણ ફેરફાર થયા કરેછે. માટે સુખ ભાળીને હરખાવું નહીં, ને દુઃખ દેખીને દીલગીર ન થવું, એ ડાહ્યા માણસનું કામ છે.

કોઈ કોઈવાર ઊનાળાના ગ્રીષ્મ તાપમાં એકાએક કોલેરાને સહીયડ સરખા ઉડતા પલીત રોગો ફેલાયછે. ને તેના

ઝપાટામાં લાખો માણસો હતા નહોતા થઈ જાયછે. આ વરશે પ્રભુ કૃપાથી કોલેરાએ દેખાવ દીધો નહોતો પણ દૈવ કોપથી સહીયડ, અછબડા ને ઉટાંટીઆએ કાળો કેર કરવા માંડયો હતો. હજારો બાળકોનો આ ચેપી રોગે ભોગ લીધો, ને સેંકડોને પોતાના પંજામાં પકડયા. નાહાના બાળકો ઘણું કરીને મંદવાડના બીછાનાપર પડેલાંજ હોયછે. તેમને મંદવાડ લેવા જવો પડતો નથી. ઉધરસ, ઉટાંટીઆ ઓરી, અછબડા, ને દાંત ફુટતી વેળાની અસહ્ય પીડા તેમને વેઠવી પડેછે. તે છતાં આ રોગ કાંઈ ભયંકર ને માણસની ગફલતને લીધે આવતો નથી. પણ બાળકોના સરીરમાં થતા કુદરતી ફેરફારના પરિણામ તરીકે આવા રોગ નહાનાં બાળકોપર હુમલા કરેછે. તેમાં જો જોઈતી માવજત ન થઈતો ઘણું ખરાબ પરિણામ નીવડવાની ધાસ્તી રાખવી પડેછે.

ધનપાળશાહનો લાડકો પુત્ર જન્મ રોગીલો તો હતો તેમાં તે આવી બારીક ઋતુમાં એકા એક માંદો પડયો. તાવ ઉલટી ને ઉધરસ તેનો મુખ્ય મંદવાડ હતો મુળથીજ તેના હાથ પગ દોરડી સરખા! શરીર એકવડીયું ને પીળું પેપલાં જેવું હતું. તેમાં આ વેળાના મંદવાડે ઘણું ગળવી નાંખ્યું.

વિવેકસાગરને તથા પદમાવતીને તેમના નહાના જમાઈના મંદવાડથી ઘણી ફીકર પેઠી. તેમણે કોઈ સારા ડાક્તર પાસે દવા કરાવવાને વેવાઈ વ્હેવાણને સમજાવવામાં મણા રાખી નહીં. પોતાના ખાનગી વઈદ પાસે સલાહ લેવાને વિનંતી કરી પણ ધનપાળશાહ તથા તેની સ્ત્રી ઘણાં વહેમી હતા, તેથી તેમની ખરી વાત ન માન-

તાં ઊલટા હશી કાહાડી કેહેવા લાગ્યા, "મુઓ ડાકતર તે દવા કરવામાં શું જાણે?! એ ફરંગીની દવા પીને આ ઊતમ દેહ કોણ વટલાવે? મુઆ ડાકતરો તો દવામાં દારૂ ને માણસના કાળજાનો અરક મેળવીને આપેછે. તેમની દવાથી શારૂં થતું નથી; એટલે દરદીને મારી નાંખવાને પણ ચુકતા નથી. જ્યાં સુધી અંગ પીડા માંડી હોય ત્યાં સુધી ભોગવ્યા વગર છુટકો નથી. તેમાં દવાને ડાકતર તે શું કરવાના હતા? એતો મફતના ફાંફાં મારવાની વાત કેહેવાય! મારા છોટમની બાજરી હશે તો કાલ ઊીને ઉભો થશે. એવા ફીરંગીની દવા પાઈને અમારાથી ભ્રષ્ટ થવાય નહીં તો? એતો તમે સુધારાવાળા પડયા એટલે એવી દવા પીતાં બાધ ન નડે." પદમાવતીએ વધારે ખુલાસો કરવા માંડયો. પણ તેમણે કશું માન્યું નહીં. ત્યારે પદમાવતી બોલી "વહેવાણ તમારે દાકતરની દવા કરાવવી દુરસ્ત ન લાગે તો કોઈ હુંશીઆર વઈદ પાસે ઓસડ વેસડ કરાવો. પણ ઓસડ વગર બીજા ઉપાયથી કાંઈ સારૂં થનાર છે? મંત્ર, જંત્ર ને બાધા આખડીના ભામામાં પડવાથી દવા કરવાની તક હાથમાંથી જતી રહેછે. પછી દરદીનું દરદ વધી પડવાથી ઉલટી અસહ્ય હેરાનગતી ભોગવવી પડેછે. માટે હવે અમારૂ કહ્યું માનો તો સારૂં કહેવાય એમાં તમારૂ જાયછે શું? આપણા હાથમાં ખરો ઈલાજ હોય તેતો કરી ચુકીએ? પછી આપણા અંતઃકરણમાં અબળખા ન રહે." આવું આવું ઘણું કહ્યાથી અંતે ધનપાળશાહની ઘણીઆણીએ એક હજામ ઉંટવૈદનું ઔષધ કરવાનું આના કાનીથી માંથે લીધું. પદમાવતીએ આવા ઊંટ વઈદની

દવા ન કરવાને ન થાય એટલાં વાનાં કર્યાં, પણ ધનપાળશાહની ધણીઆણીના મનમાં આ હજામવૈદ ધનવંતરી કરતાં પણ હુશીઆર હતો. તેથી કોઈનું ન માનતાં તેનુંજ "રામ બાણ" ઓશડ ચાલુ કરવાનો વિચાર કીધો. આ હજામ વૈદનું નામ રૂપલો હતું, તે એક આંખે કાંણો અને પગે લંગડો હતો. લોકો ઓશડના કરતાં તેના હળવા હાથને વધારે વખાણતા. તેનો હાથ અડતાં દરદીનું દરદ નખમાં પણ રહેતું નથી. એવો વહેમી લોકોને વિશ્વાસ હોવાથી ઘણા અજ્ઞાની લોકો ગાડી, પાલખી મોકલીને તેને પોતાને ઘેર બોલાવતા હતા. તે વૈદકશાસ્ત્રમાં મુદ્દલ સમજતો નહોતો. ઓશધ કરવાથી આરામ થાયછે; એનો ઝાંખો વીચાર પણ તેના મનમાં ન હોવાથી ઓશડનું નામ કે કામ કોઈ દીવસ તેને પડતું નહોતું. " ડામ " એ તેની રામબાણ દવા હતી! જેની દવા કરવા જાય તેને ડામની દવા કરતો? ને તેવા રાક્ષસી ઊપાયથી તેના હળવા હાથે ઘણા માણસોના પ્રાણ લીધા હતા! પણ લોકો સમજતા હતા કે "તેના ઉપાયથી માણસ મરે તેમાં એ બીચારો શું કરે? બાજરી હોયતો ઓશડ ને વેશડ લાગુ પડે. વૈદ શું? આવરદા વધારી આપતો હશે કે? આવી સમજણથી એકવાર મુડાયા છતાં બીજી વખતે તેજ ઊંટ વઈદનાં પગલાં પોતાને ઘેરલોકો કરતાં ડરતા નહોતા. રૂપલો પણ એવું સમજતો હતો કે સો માણસ મારે ત્યારે એક કાગેલ વઇદ થાય છે. આવા ભુલ ભરેલા વિચારથી ડામની વેદનામાં માણસ મરે તેની દયા તેના અંતઃકરણમાં મુદ્દલ નહોતી.

ધનપાળશાહે પાલખી મોકલીને રૂપલા હજામને મા

ન પાનથી પોતાને ઘેર તેડાવ્યો. તેણે આવીને પારણા-માં પોઢેલા છોટમલાલની છાતી ને જીભ કાંણી અ.પે તપાશી જોઈ, ને સલાહ આપી કે તેના કાળજામાં ભાર રહ્યો છે, માટે બે ચાર ટાઢા ડામ દીધા વગર તેનું દરદ મટનાર નથી! ધનપાળશાહની ધણીઆણીએ ડાહ્યાં થઈને જાબ દીધો; વૈદરાજ તમે કહોછો એ સાચી વાત છે. લગ્નમાં છોટમથી કાંઈ ભારે ચીજ ખાવામાં આવી હશે. તેથી તમારે ગમે તે ઈલાજ કરીને મારા વાહાલા છોટમને જલદી આરામ થાય એમ કરો. રૂપલા હજામે પછી એક દાતરડું લાલચોળ તપાવી છોટમની છાતીમાં ચપોચપ બે ચાર ડામ દઈ દીધા. છોટમલાલ પીડાથી ચીસે ચીસ પાડવા લાગ્યો. તેનો શ્વાસ રૂંધાઈ ગયો. તેના ડોળા નીકળી પડ્યા, ને આંખમાંથી બોર બોર જેવડાં આંસુ ખર્યાં, પણ એ કસાઈ હજામને આ કુમળા બાળકની કાંઈ દયા આણી નહીં. હે ઈશ્વર! આવા અ-જ્ઞાન ઉંટ વઈદોનો અમારા દેશમાંથી ક્યારે અંત આવશે! રોગમાં રીબાઈને જેટલા માણસો મરતાં નથી એથી પણ વધારે માણસોની ઘાત વરસો વરસ આવા ઉંટ વૈદોના હાથથી થાયછે, તે છતાં ભોળા માણસોની ભીડ એવા નીમહકીમોને ઘેર થતી અટકતી નથી, એ ઘણી દીલગી-રીની વાત છે. સરકારે આવા પ્રાણઘાતક વૈદોનો ધંધો બંધ કરીને મુરખ લોકોને મરતાં બચાવવા ઘટેછે. "મા-રા હાથથી છોટમને હવે થોડા દીવસમાં ફેર પડી જશે" એવો અભીપ્રાય આપી ફેરાનું દામ લઈ રૂપલો હજામ પોતાને ઘેર ગયો.

છોટમલાલ મંદવાડથી અડધો મરવા સરખો તો થ

ઈ રહ્યો હતો, તેમાં આ ઊંટ વૈદ્યથી તેનું દરદ વધી ગયું. તેની પીડાનો પાર ન રહ્યો. આગળ કરતાં તેને ડામથી દશગણી વેદના થઈ પડી. તેની રહવાની શક્તિ પણ જતી રહી, ને ચાર દીવશમાં જરા ફેર પડવાને બદલે ઊલટી વ્યાધી વધી ચાલી. તે એટલે સુધી કે આખર પાણી પીવાનું પણ મુકી દીધું.

હવે ધનપાળશાહની ધણીઆણીના મનમાં નકી થયું કે મારા છોટમને કાંઈ દરદ નથી, પણ કોઈ ડાકણની જબરી નજર લાગી છે! તેથી તેણે છોટમના માથાંપર રાઈ મીઠું ઉતારીને એક કાંસાની થાળીમાં નજર બાંધી તો તે વાડકાની સાથે સખત ચોટી ગઈ, ને થાળી કડાકા મારવા લાગી, તે જોઇને તેના સરખી વહેમી સ્ત્રીઓ માંહો માંહે કહેવા લાગી કે, અરેરે! મા, જુઓ તો ખરું, થાલી કેવી કડાકા મારે છે? જરૂર કોઈ રાંડ ચુડેલની તમારા છોકરા ઉપર નજર બેડીછે! આથી ધનપાળસાહની સ્ત્રીએ ધાર્યું કે હવે છોટમને આરામ થઈ જશે. પણ તેની તે ધારણા ખોટી પડી, દોરા ધાગા, મંતરેલા માદળીઆ હાથે પગે બાંધ્યાં. બાવા જતીને ફકીર પાસે ઝાડા નખાવવા માંડ્યા, તો પણ દોરા જેટલોય છોટમને ફેર પડયો નહી. કોઇએ કહ્યું કે ધરનું કહેવાનું છે. "કલૌ ચંડી વિનાયકૌ" આ કળીકાળમાં એ બે જાગતા દેવો છે, માટે તમે આજથી બહુચરા ભવાનીની બાધા રાખો. કાલે મંગળવાર છે, તેથી માથે સળગતી સગડી લઈ છોટમને તેડી બહુચરાની રક્ષા માગવા દેવીને મંદીર જાઓ, બાઇ, જોગમાયા કરશે તો તમારા છોકરાને ઉનો વા નહી વાય. ભોળી શેઠાણીએ ઉગમણું મોઢું રાખી ઘીનો દીવો કરી

ભવાનીમાતાની તરત બાધા લીધી.

માતાનું મંદીર નગરથી બે મૈલ દુર વગડામાં હતું. ત્યાં જવાને માટે બીજે દીવશે ખરે બપોરે ખીર, બાકળાને જીવતા કુકડા માતાને ચડાવવાને સાથે લઈ માથે અગ્નીથી ધગધગતી સગડી મુકી, મોહોડામાં ખાસડું ઘાલી ઉઘાડે પગે ધનપાળશાહની શેઠાણીનું સરઘસ ચાલ્યું. છોટમને તેડાય એવું નહોતું, તેથી એક ચાકરડી પાસે ઝોળીમાં નંખાવીને ઊંચકાવ્યો હતો. હમણાં ચઈત્રવૈશાકના દીવશ ચાલતા હતા, તેથી તાપ તો કહે મારૂં કામ. ભોંય પર પણ પગ મુકાતો નહોતો. ભોળી શેઠાણીના પગમાં મોટા મોટા ભંભોલા પડયા, ને તેના દુઃખથી એક ડગલું ભરવાની આય રહી નહીં. તે છતાં જેમ તેમ કરીને સઘળો વરઘોડો માતાને મંદીર જઈ પહોચ્યો.

ગરીબ શેઠાણી કોઈ દહાડે ગાડી, પાલખી વગર બહાર નીકળેલી નહીં. કોઈ દીવશ કારણસર પણ ભોંયપર ડગલું દીધેલું નહીં. તે આજ, પોતાના છોકરાને સુખ થાય એના વહેમથી આવી હાલતમાં આટલી દુર આવી હતી. માતાને પારે જઇ છોટમલાલને ખોળામાં લઈ ભોળી શેઠાણી પગે પડી, ને માતા સામા ખોળા પાથરી કરગરવા લાગી. હે! અંબા? મારાપર હવે મયા કર. મારા છોટમના સામું જોઈ મુજ રાંકના " રત્નની " રક્ષા કર. મારે આંધળીને આ એકજ આંખ છે. હે! મા? તું "લે ભોગ ને ટાળ રોગ" એ રીતે ખરા દીલથી સ્તુતી કરી માતાને ભોગ ચઢાવ્યો. તે પુજારીએ આવીને લીધો ને ચરણાંમૃત છોટમના આખા શરીરે ચોપડી કહ્યું. બાઈ આ ચરણાંમૃતમાં એવો ચ-

મત્કારી ગુણ છે કે "કોઢીઆના કોઢ જાય, ને રોગીયાના રોગ જાય" માટે હવે તમારા છોકરાને રગમાં પણ રોગ નહીં રહે, એવો મારી માતાનો હુકમ છે. પુજારીની આવી આશીશથી શેઠાણી ખુશી થઈને તેને પાંચ રૂપીઆ દક્ષણાના આપી પોતાની માનતા પુરી કરી સાંજે પોતાને ઘેર આવી.

બીચારી ભોળી શેઠાણી એકના એક વાહાલા છોકરાના મંદવાડથી બ્હાવરી થઈ ગઈ હતી. ને તેથીજ તે સઘળી વેદના મુંગે મહોડે સહન કરતી હતી. તે ઘણી ભોળી ને વહેમી હોવાથી ખરા ઊપાય યોજવાને બદલે આવાં ખોટાં ઝાવાં મારી, પોતાના હકમાં નુકશાન કરી સમજુ લોકોમાં પોતાનું અજ્ઞાનપણું જાહેર કરતી હતી; પણ તેમાં તેનો દોષ નહોતો. દોષ તેના માબાપનો તથા તેના અજ્ઞાન ભરથારનો હતો કે, તેને કાંઈ કેળવણી આપી ન્હોતી. શેઠાણી એકલી વ્હેમી નહોતી. તેના કરતાં તેનો ભરથાર વ્હેમને અજ્ઞાનપણામાં આગળ હતો. ધનપાળશાહને એકલી માતાની માનતા કરીને બેશી રહેતાં ધીરજ આવી નહીં. તેથી તેણે નગરના જાણીતા જોશીઓને તેડાવી છોટમના જન્માઅક્ષર જોવડાવ્યા. જોશીઓએ ગ્રહભાવને કુંડળી જોઈને કહ્યું શેઠજી, તમારા ચીરંજીવીને ઘરનું, બહારનું કે નજર રોગનું કાંઇ કહેવા માત્ર નથી. તેને હમણા રાહુની મહા દશા બેઠીછે, તેથી ફકત અંગ પીડા છે, માટે તમે પચીસ બ્રાહ્મણોને વરણમાં બેસાડી અજપા ગાયત્રીના જાપ જપાવો તો તેની અંગપીડા ઓછી થાય. ભોળા ધનપાળશાહ જોશીઓથી ભમાયા. ને તેમનું કહેવું તેને ખરૂં ભાસ્યું. તેથી શીવ મંદીરમાં પચીસ બ્રાહ્મ-

ણોનું વરૂણ કરીને રાત્ર દીવસ ગ્રહશાંતીનો પ્રયોગ ચાલતો કરાવ્યો.

બ્રાહ્મણો હાથમાં રંગ બે રંગી ગઉ મુખી ઝાલી ગળામાં મોટા રૂદ્રાક્ષના મણીકાની માળાઓ પહેરી, કપાળમાં અર્ધ ચંદ્રાકારના લાંબા ટીલાં કરી, વિચીત્ર વેશાથી માંથે ને આખે શરીરે ઉઘાડા એક અબોટીઆ ભેર આસનીઆંપર આસન નાંખીને શીવ મંદીરમાં બેઠા. જાપ કરવાનું તો ફક્ત બ્હાનું હતું. પણ બપોર થતી ત્યારે લીલાગરો ઘુંટીને પીવી, બે વખત મીષ્ટાનોપર હાથ મારી, પાન બીડાંની પટીઓ ચાવવી, એક બીજાની નીંદા ચાડી ચુગલીને જમવાની વાતો કરવી, એ તેમનો ખરો જાપ હતો. એક ભુદેવને કંશારતો બીજાને વળી લાડુ ભાવતા, તેથી રોજ રોજ વિધ વિધ તરેહનાં પકવાનો કરીને જમતા હતા. છોટમલાલને સારૂં થાયકે માઠું, તે જીવતો રહે કિંવા મરે, તેનું આ વરૂણીમાં બેઠેલા વિપ્રોને સ્નાન સુતક ન્હોતું. "વર મરો, કન્યા મરો, પણ જોશીનું ઘર ભરો" એ કહેવત સરખો તેમનો વિચાર હતો. ગૃહશાંતીને બ્હાને જે પાંચ પૈશા દાન દક્ષણમાં પડાવી લીધા તે ખરાછે. એવી પૈશાની તથા જમવાની તેમને લાલચ હતી. આવું આવું હરામનું જમીને તેમના હાડ મસ્ત થયાં હતં. ને તે સાથે તેઓ અકલહીણને આળસુ પણ હતા. આળશુ બ્રાહ્મણોને જમાડવાથી કે દાન દેવાથી પરમેશ્વર કેમ રીઝે? એક વાર જો તેઓ પ્રભુની પ્રાર્થના કરવાની તસ્દી લેતો પણ તે પ્રભુ કેમ કબુલ રાખે?

ભામા ટામાને મંત્ર સાધનાની મદદ વડે કોઈનું સારૂં થયું છે કે છોટમલાલનું થાય? ઉલટી દવા દારૂને પ્રટતી

માવજત કર્યા વગર ધનપાળશાહના લાડકા પુત્રની હાલત ભય ભરેલી થઈ પડી. પદમાવતીએ અને વીવેકસાગરે હવે જમાઈની જીંદગાનીથી હાથ ધોયા, તેમનું આગળથી વરતેલું ભવીષ્ય ક્ષણવારમાં ખરૂં પડવાની નીસાની જણાવવા માંડી. તેથી તેમને ઘણો ભય લાગ્યો. અને તે ભગ ખરો હતો. છોટમલાલ હવે ઘડી બે ઘડીનો પરૂણો હતો. મંદવાડની પીડાથી તેનાં ગાત્ર ગળી ગયાં હતાં. માત્ર કલેવરથી અને ધીમે ધીમે ચાલતાં શ્વાસો શ્વાસથી તે હયાત છે, એમ માનીને તેના માત પીતા તથા સગાંવહાલાં સંતોષ માનતા હતા. તેમના મનમાં તેથી ઘણી આશા હતી. અને આશામાંનેઆશામાં ખરા ઊપાય યોજવાનેબદલે "વ્હેમ ભરેલી" ક્રીયા કરવા માંડેલી હતી, તેવી ક્રીયાઓનો ધરમ ધક્કો પણ બંધ પડયો. પીડાના અસહ્ય પરીતાપથી ફુલને કરમાતાં કેટલી વાર? ક્ષણવારમાં બીચારા ગરીબ છોટમનું શરીર થંડું પડતું ગયું. નાડી ખેંચાવા લાગી, ને પળમાં તેની આંખ સદાની બંધ થઈ. ધનપાળશાહના ધનનો ધણી, તેના અંગનો આધાર ને તેની સઘલી આશાનો પ્રકાશતો દીવો આખર બુઝાઈ ગયો!

---

# પ્રકરણ ૫ મું.

આવા અકરાકરથી આખા અલકાપુરમાં હાહાકાર થયો. ધંધા વ્યાપાર બંધ કરી ધંધાદારીઓએ હડતાલ પાડી. ને સઘળા ન્હાના મોટા લોકોએ શોકનાં વસ્ત્ર પેહેરી શોગ પાળ્યો. ધનપાળશાહને વિવેક સાગરના કુંટુંબમાં

કળાહોળને હાયપીટનો પાર ન રહ્યો. ધનપાળશાહનું એકનું એક રત્ન ગુમ થયું. તેના ઘરડપણની ધીંગી લાકડી ભાંગી ગઈ. તેના સાચવેલા ધનના ધણીએ દગો દીધો. તેથી તેની ધીરજ ઉડી ગઇ. ને નાના બાળકની પેઠે પોકે પોકે રડવા લાગ્યો. તેની સ્ત્રી છાતીફાટ રૂદન કરીને માથાના વાળ ખેંચવા લાગી. વિવેકસાગરે તથા પદમાવતીએ પણ શોક કરવામાં મણા નરાખી. તેમની વ્હાલી કમળા નવ વરસની નાદાન વયમાં ઊગતી ઉમરે રાંડી. એ સરખે કરૂણાકારક ને માઠો બનાવ તેમના મનમાં બીજો કયો હોય? આ બંને કુંટુંબના માણસો શોકથી બેભાન તુલ્ય બની ગયા હતા. તેથી છોટમના મરણની ક્રિયા કરવાનું ભાન પણ તેમના મનમાં રહ્યું ન્હોતું, તેથી ન્યાતના અને બીજા લાગતા વળગતા લોકોએ એ અવસાન અવસર સાચવી લીધો હતો. જેવી છોટમની નાડ ખેંચાવા લાગી કે આ લોકોએ તેના બીછાના પાસે જમીન લીંપાવીને દર્ભના તરણાંથી ને ગૌમુત્રથી પવિત્ર કરાવીને તેનાપર છોટમને ટાંગાટોળી કરીને સુવાડયો. ગરીબ બીચારો છોટમ મીનીટ માત્રનો મ્હેમાન તેના અંતકાળના આશા હવાલા મોતની મહા વેદનાથી તેના શરીરમાં આંચકીની પેઠ તાણખેંચ થતી હતી. તેના કુમળા હાથને પગ વાંકા વળી ખેંચાતા હતા. તેની આંખમાંથી છેલાં આંસુ નીકળી પડયાં હતાં, તેવા વખતમાં તેને નરમ બીછાનાંપર મરવા દેવાને ઠેકાણે ટાંગાટોળી કરીને તરતની લીંપેલી ભીની ભોંયપર વસ્ત્ર વગર સુવાડનારા લોકોને તેની વેદનાનો કાંઇજ વિચાર નહોતો. જો જરાએ વિચાર હોય તો છોટમના આવા હાલ કરે? આ કંગાળ ફુલડાંની એવી દશા આવા અવશાન વખતે થાયછે એમ

નથી. પણ આખા હિંદુસ્થાનમાંના એક હિંદુરાજાથી તે રૈક સુધીની અંતકાળની વેળાએ આવી મહાદશા થાયછે. સોના રૂપાના છત્રપલંગમાં મખમલની સેજ્યામાં પોઢનાર ને પણ એકવાર ભોંયપર પડી વાંસ્તાર વગરની વેદના વેઠવી પડેછે; એ કેવી અફસોસની વાતછે? ખાટલામાં મુતો મુતો મરેતો તે અવગતીયો થાય ને પેલા ભવિષ્યના ઠેકાણામાં તેની અપદશા થાય, તેથીજ તેનાં સગાં વ્હાલાં મરનારનું સારૂં ચાહીને તેના ભવિષ્યના સુખ સારૂ આવી ભય ભરેલી ક્રીયા કરેછે. અરેરે! આવા અજ્ઞાન ને વ્હેમથી જેનાં અંતઃકરણ ભરેલાં છે, તેવા લોકોને આપણે શું કહેવું? તેમના ભોળા દીલમાં જ્ઞાનનો દીવો ક્યારે પ્રગટ થશે? છોટમલાલનું સબ પવીત્ર થવાને માટે તેના બંધ થએલા મ્હોડામાં તુળશીનું પત્ર ને ગંગોદકનું ટીપું મુકી છેલી ક્રીયા પુરી કરી રહ્યા, એટલે એક વાંસની કઠીગમાં સબનેઆડા અવળા બંધ બાંધીને સુવાડ્યું. ખાંધીઆએ ખાંધપર ઉંચકી "રામ બોલો ભાઈરામ" એવા જોરમાં બરાડા પાડતા ને બીજા ભાઈડાઓ "ઓ! ઓ"—કરતા દાધ દેવાને સ્મશ્યાન ભણી ચાલ્યા. ત્યાં સુધી અલકાપુરના અધિરાજા, ઘણા અમીર ઊમરાવો ને બીજા પુરના અસંખ્યાત લોકો પણ આભડવાને આવ્યા હતા.

સબને લઈ ગયા પછી સ્ત્રીઓએ કુંડાળાના આકારમાં ઊભાં રહી, કેડે સાડલા બાંધીને છાતીમાં કુટાય એટલું કુટ્યું. કમળા હજી બાળક હતી. તેણે પરણીને કાંઈ સુખ ભોગવ્યું નહોતું, તેથી તેનો વેષ ઉતારી ચુડી કર્મ કરવાનું નહોતું. એટલે તમામ સ્ત્રીઓ નદી કીનારે જ્યાં સબને બાળતા હતા, ત્યાં રોતી રોતી ને ધડાપી-

૨ કરતી આવી પહોંચી.

સબને દાઘ દેતી વખતના દેખાવની દીલગીરીનો વિચાર -હૃદયમાં કેમ ઉતરે? આવા શોકકારક સમયમાં શું કહેવું? ધનપાળશાહના હાથથી તેના લાડકા પુત્રને દાઘ કેમ દેવાય? જે પુત્રને હાથમાં રમાડી મીઠી ચુંબીઓ લીધેલી, જે બાળકના જન્મ દીવસે સાકરની લ્હાણીઓ લ્હાઈ ઊત્સવ કરેલો, જેના મધુર શબ્દો સાંભળીને મનમાં આનંદ થતો હતો, જે લાડકા લાલને છાતી સરખો ચાંપી રમાડેલો, જેના કોમળ અંગનું રક્ષણ કરવાને માટે કલ્પના ન થાય એટલી કાળજી ને ચીંતા રાખેલી જેના શરીરપર નાના પ્રકારના અલંકાર પહેરાવી સુગંધમય તેલ ફુલેલના લેપ કરેલા, જે ફુલને મીઠી નીંદ્રા લાવવા માટે સોનાના પારણામાં મખમલના ગાદલામાં સુવાડેલું તેવા બાળકના કોમળ શરીરપર લાકડાં સીંચતા ધનપાળ શાહના હાથ કેમ ન કમકમે? ટાહાડ, તડકો કે પવનના એક ઝપાટાની પીડા જેણે ક્ષણ માત્ર ન ખમેલી; એવા ગુલાબી અંગના બાળના શરીરપર અગ્નીનો દાઘ તેના પીતાના હાથથી કેમ દેવાય? બાપનો પ્યાર બેટાપર કેટલી હદમાં દોડે છે; તેનો ખરેખરો ચીતાર આ વેળાએ ચતુર લોકોનાં જાણવામાં આવ્યો. ધનપાળશાહે આંખમાંથી વહેતી આંસુની ધારાએ ને ધુજતા હાથે પોતાના વહાલા એકના એક ખોટના લાડકા પુત્રના શબને અગ્નીસંસ્કાર કર્યો. તેનાથી શબ ફરતા પુરા પાંચ ફેરા પણ ફરી શકાયા નહી એટલામાં આંખે તમર આવવાથી ધનપાળશાહ ધરણીપર ઢળી પડયા. લોકોએ ધીરજ આપવાથી અંતે સાવચેત થઇને તે ગદ ગદ કંઠે રડવા લાગ્યો.

સંપ ખળી રહ્યા પછી નહાઈ ધોઈ, ઓ, ઓ !!! કરતાં સ્ત્રી પુરૂશો શહેરમાં દાખલ થયા. સ્ત્રીઓ આગળ ને પુરૂશો પાછળ એવી રીતે કુટતાં રોતાં તેઓ ધન પાળશાહના ઘરના ચોકમાં આવી પહોંચ્યાં. સ્ત્રીઓ રોવા કુટવાથી કાયર થતી નથી. આંખની ઓળખાણ ન હોય એવાને ઘેર પણ જો મરણ થયું હોય તો ત્યાંહાં રડવા કુટવાને ઉમંગે દોડી જાય છે. જે કોઈ સ્ત્રીને છાતીમાં બરાબર હાથ નાંખી કુટતાં ને લાંબા અસરકારક રાગડા તાણીને રડતાં આવડતું નથી તેવી સ્ત્રીની આવે ટાંકણે પુરી હાંશી થાયછે. "અરેરે"! જુઓ તો ખરાં, ફલાણીને રોતાંય ક્યાં આવડે છે? એની માએ એને નહાનપણમાં "દદો" કુટતાં પણ નહી શીખવ્યું હોય? જુઓ તો ખરાં! એનો હાથ છાતીમાં કેવો હળવો હળવો પડે છે"? આવી આવી ટીકા કરીને કુટતાં રડતાં ન આવડે એવી ઓરતોને હલકી પાડી પોતે એવા કામમાં કેવી કુશળ છે; એવું જાણીને મનમાં બહુ મગરૂર રહે છે. પદ્માવતીએ પોતાના આખા જનમારામાં સ્ત્રીઓના ભર ટોળાં વચોવચ ઊભા રહી મળાવડા કરીને ક્યાંથી કુટેલું હોય, કે તેને બીજી અજ્ઞાન ઓરતોની પેઠે રાગડા તાણીને રડતાં આવડે? તેને આવો અનુભવ નહોતો. તેમ તેના મનમાં હતુ કે છાતીનો છુપો ઘા કાંઈ આમ ઘાંટા કહાડી, લાંબા રાગે રડવાથી ને હાથના લેકા કરી કુટવાથી વરતાતો નથી. રડવા કુટવાથી કાંઈ મરેલું જીવતુ થતું નથી. ઊલટી અજ્ઞાન લોકોની માફક ધાંધળ કરવાથી સમજુને સુધરેલા મંડળમાં મશ્કરી થાયછે. વળી ગરૂડ પુરાણમાં રડવા કુટવાની કેવી સખત મનાઈ કરી છે તે પણ તેને

યાદ હતું. પણ કરે શું? લોક દેખાડા સારૂ આવી ગાંડી ભવાઈમાં થોડો ઘણો ભાગ લીધા વગર કેમ ચાલે? એથી તે સ્ત્રીઓનાં ટોળાં વચોવચ ઉભો ઉભી મુગે મહોડે રડતી હતી.

ધનપાળશાહની ધણીઆણીની છાતીમાંથી કુટી કુટીને લોહીનાં ટસીયા નીકળતા હતા. રડવાથી તેનો ઘાંટો તદન બેસી ગયો હતો. તે છતાં હજુ તેણે રડવાનું બંધ કર્યું નહોતું. અંતે બેચાર સમજુ સ્ત્રીઓએ વચમાં પડીને મહોડાં બંધ કરાવી છાનાં રાખ્યાં. એટલે સ્ત્રીઓએ વેરાવા માંડ્યું. સ્ત્રીઓ કરતાં મરદો જરા સમજુ હોય છે, તેથી તેમણે સ્ત્રીઓના જેટલા ઘાંટા તાણ્યા નહીં. નગરના મહારાજાએ અને બીજા શેઠ શાહુકારોએ ધનપાળશાહને તથા વિવેકસાગરને સમજાવ્યું કે, શેઠ તમે સમજુ થઈને ન્હાના બાળકની પેઠે રડતાં બંધ ન રહો, એ સારૂં નહીં. મરતાં "માણસને" જીવતાં રાખવું, એ કાંઈ માણસના હાથમાં નથી. મોત આગળ માણસનો કશો ચારો નથી. નાણાથી કે હુકમથી મરણ અટકતું હોત તો રાજાને અધીકારીઓ ન મરત. પણ મોત કોઈને મેલતું નથી. ઇંદ્રને દેવ સરખાને પણ કાળે મેલ્યા નથી. કૃષ્ણને રામચંદ્ર જેવા મોતના ભોગ થઈ પડ્યા છે. ત્યારે આપણે મનુષ્ય તે શી ગણતરીમાં? નામ તેનો નાશ થતો આવ્યો છે. કોઈ આજ તો કોઈ કાલે કાળના પંજામાં પકડાયછે. કાળ કોઈનો સગો નથી. ઇશ્વરી કાયદો એવોજ છે. ભાવી પદાર્થ પાસે માણસનું કશું ચાલતું નથી. હોનાર વાત બન્યા વગર કદાપી કાળે રહેતી નથી માટે રડવા કુટવાનું પડ્યું મુકી પરમેશ્વરનું ભજન કરો. તેણે જે ધાર્યું હશે તે થશે.

આવા બોધથી ધનપાળશાહ વીગરે રોતા બંધ પડ્યા. ને સઘળા આભડવા આવેલા માણસોને રજા આપી. તેમના ગયા પછી સગાં વહાલાંએ ઘણોજ આગ્રહ કરવાથી ધન પાળશાહે તથા વિવેકસાગર વીગરેએ રાબડી પીને પોતા ની નરણુ વટાળી.

આટલા વખત સુધી કમળા પોતાના ઘરમાં બેઠી બે ઠી ગોઠણો સંગાથે ઢીંગલા ઢીંગલી પરણાવવાની રમત રમતી હતી. જ્યારે તેને તેની માતાએ નવડાવવા માં ડી, ત્યારે તેણે રડતાં અવાજે કહ્યું, માતાજી તમે મને જબરાઈથી શા માટે નવડાવોછો. જયારે હું નહાવાની ના કહેતી, ત્યારે તમે આવી રીતે હુજતથી કોઇ દીવસ કયારે નવરાવી છે? તમે આજ આટલા દીલગીર શા માટે છો? મને જોઇને તમે કેમ રડોછો? મારા પીતાજી મને દેખીને હમેશાં ખુશી થતા, તે આજ મહારા સામું કેમ જોતા નથી? આજ મારી સાથે બોલતા પણ નથી. મીઠી મીઠી વાતો સંભળાવતા નથી, તેમ જમતા પણ નથી. જમવા બેઠા તેવા બે કોળીઆ ભરીને ઉઠી નીકળ્યા. મેં શું આજ તેમની આજ્ઞા ઉલંઘન કરી છે? મારાથી તેમનું કાંઈ નુકશાન થયું છે, કે કાંઇ અજાણતાં અપરાધ થ યો છે? કમળના આવા સવાલનો જવાબ પદમાવતી શું આપે? ઊલટી કમળાનું નિર્દોષપણું જોઈને તે રડી પ ડી. ને દૃઢ મન કરીને બોલી, બેન કમળ, મને બીજું કાંઈ દુઃખ કીંવા દરદ નથી. દરદ માત્ર તારૂંજ છે. તને જોઈને મારૂ કાળજુ ફાટી જાય છે. તારો અવતાર કેમ નીકળશે, તેની મને મોટી ફીકરછે. તારાથી હવે ઊમરમાં

આવે સારાં વસ્ત્ર, આભુષણ કેમ પહેરાશે? તું આજ પરણીને ચોરીમાં રાંડીછું. તારો સ્વામી આજ મરી ગયો છે, એ અ઼ણુહદ પીડાથી મારૂ રૂધીર બળી જાય છે. ને એજ વિચારથી તારા સામુ પણ જોવાતું નથી. કમળાએ નિર્દોષપણાથી જવાબ દીધો. માતાજી, તમે એમાં તે શું રડતાં હશો? પીતાજીને પ્રતાપે હું મન ગમતા વ-આભુષણ પેહેરી ખાઇ પીને મોજ કરાશ. મને જોતું હશે તે મારા પીતાજી ક્ષણુવારમાં લાવી દેશે. એમણે કાંઈ દીવસ એક વાતની કયાં ના પાડી છે? હું મ્હોંમાંથો વચ ન કાઢતી નથી ત્યાંતો મને તે ચીજ જાણે હાજર કરેલી જછે. કમળા પુરૂ સમજતી નહી હોવાથી આવા ઘેલા ઘેલા વિચાર કાઢતી હતી. આ સંસારમાંથી સુવાસણ તરીકેના તેના સઘળા હક બાતલ થયા હતા. તે કમળા જાણુતી નહોતી તેથી તેણે કહ્યું, માતાજી, મારો વર મરી ગયોછે, એમ તમે કહોછો એટલે મરીને કયાં જતો હશે! ને પાછા કયારે આવતા હશે? માણુસ મરીને જાયછે તે ગામ અહીંથી કેટલે દુર હશે? માણસ મરીને ગામ જાય એમાં ઘણા લોકો કેમ રડતાં હશે! એમતો આપણા પડોસીનો છોકરો તમે કહોછો કે, આજ પાંચ વરસ થયાં પરદેશમાં ગયો છે. તે છતાં તેના માત પીતા તમારી પેઠે કેમ રડતાં નથી? માતાજી મેં આજ મારી ઢીંગલીને ચંદનના ઢીંગલા વેરે પરણાવીછે. હું પરણવાની રમત હવે ભુલી ગઈછું. માટે હવે તમે મને બીજી વાર કયારે પરણાવશો? તમે મોતીથી મઢેલો મોડ ઘાલીને મને પોંખવા આવો એવો દીવસ મને બહુ ગમે છે, માતાજી તમે કેમ બોલતાં નથી? એમ કહીને

પદ્દમાવતીના ગળામાં હાથ નાંખીને કમળા વળગી પડી. ગરીબ બીચારી કમળાના નિર્દોષ ચ્હેરાથી ને મીઠી મીઠી વાતોથી પદ્દમાવતીની આંખમાંથી દડ દડ આંસુ વહેવા. લાગ્યાં તેનાથી વધારે બોલાયું નહીં, તેથી ગદ ગદ કંઠે કહ્યું, બેન કમળા ! તું હજુ બાળકછું તને સંસાર નો વા નથી વાયો એટલે તને એવી વાતની સમજણ હમણાં ન પડે. તું મોટી થઇશ ત્યારે સહુ સમજીશ. હમણાં તો તું ખાઇ પીને રમ્યા કર. ચાલ આજ તારે માટે "સુબોધ માળા" ની ચોપડી મંગાવુ છું. તે વાંચવી તને ગમશે કે? કમળાએ હરખાઇને જવાબ દીધો. માજી મને "સુબોધ માળા" વાંચવાની ઘણા દહાડા થયાં હોંસ હતી; તે હવે તમારાથી પુરી પડશે. વાહ! શી મજેની ચોપડી મને એકવાર ચંચળે એ ચોપડી બતાવી હતી. તેના માતાજી! હું શાં વખાણ કરૂ? એમાં એવાં સરસ ચીત્રો અને તેને લગતી વારતાઓના પાઠ આવેલાછે કે તે ચોપડી નજરેથી દુર કરવી ગમેજ નહીં. એવી રસીલી ચોપડી વાંચતાં મને કેટલો આનંદ ને સંતોષ થશે. પદ્દમાવતીએ તાકીદથી તે ચોપડી મંગાવી આપવાની કબુલાત આપી ને કમળાને બીજી વાતે વળગાડી પતાવી લીધી.

ગરીબ કમળા? તું જ્યારે સમજણી થશે, ત્યારે, તારા સંકટનો વિચાર કરી તને કેટલો અસંતોષ ને આ સંસારપરથી અભાવો થશે? હજુ તો તેના કોમળ હાથે મીંડળ બાંધેલુંછે. હજુ તેના પંડપર પાનેતર વીગેરે "પરણવાના" લુગડાં પહેરેલાં છે. હજુ તો તેના દાડમ સરખા દાંત રંગાવ્યાને થોડા દહાડા પણ થયા નથી, હજુ

તો તેણે સુવાસણની નીસાની તરીકે ચળકતો ચુડો પહે-ર્યાને ઘણો વખત થયો નથ; તેટલામાં તેનો સ્થીતીમાં આ કેવો ફેરફાર ? વિવેકસાગરના "ઘરમાં" હજુ વીવાહની ધામધુમ ખલાસ થઈ નથી, તેના આંગણામાં લગ્ન મંડપ શણગારેલો તૈયાર છે. વાજાં, ગાજાંના, નાદ હજુ બંધ પડયા નથી. કોમળ ચેહેરાની કામાનીઓના કોકિલા સ્વરથી ગવાતાં મંગળ ગીત હજુ તો સાંજ સવાર ગવાય છે. એટલામાં આવો અમંગળ બનાવ બનવાની કોણે વકી રાખી હશે?

ધનપાળશાહને ઘેર આઠ દીવશ સુધી કાણીઆ મોકણીઆનો નોર "ચાલુ" રહ્યો. ઓળખાતા અને ન્યાતીલા સ્ત્રી પુરૂષો રોજ સાંજે તેને ઘેર પાથરણે બેસવા આવતા. ક્યું કર્યાને સઘળા હિંદુઓમાં મરણ તારીખથી આઠ નવ દહાડા સુધી ઊઠામણાનો ચાલ હોયછે. ધનપાળશાહને ઘેર પાથરણું પાથરવામા આવ્યું હતું. ત્યાં દરરોજ પુરૂષો તો ઘડી બેઘડી આવીને બેશાતા ને આડીઅવળી વાતો કરીને ઉઠી જતા! પણ અજ્ઞાન સ્ત્રીઓતો રોજ રોજ કુટવા રડવાની હસવા સરખાં ભવાઇ કરતી. બાપડી ધનપાળશાહની ધણીઆણી કુટીકુટીને કાયર થઈ ગઈ હતી. આખો દાહાડો મ્હો વાળવાને સ્ત્રીઓના ટોળેટોળાં આવતાં. તેથી શેઠાણીને ઘડીએકની શાંતી મળતી નહોતી. રોઈ રોઇને તેની આંખો આવી હતી. ને હવે મરવા જેવી થઈ હતી. જો પોતાથી લાંબા અસરકારક વિલાપથી નહી રડાય, ધબોધબ છાતામાં હાથ નાંખીને જો નહીં કુટાય; તો લોકોમાં ચરચા થશે. એવો ખોટો ભય તેના મનમાં હતો. તેથી શક્તીહીણ થયા છતાં પણ તે કુટાય એટલું

કુટતી, ને બેહદે ધાંટે રડાય એટલું રડતી. તે પોતાની મેળે થાકતી ત્યારેજ મુંગી રહેતી. એટલામાં જો બીજી કોઈ સ્ત્રીઓનું ટોળું બેસવા આવતું તો પાછી રડવાની તેને ફરજ પડતી. અરે! આવી ભોળી સ્ત્રીઓ આપણા દેશમાંથી ક્યારે ઓછી થશે? તેઓ કોઈ દીવસ સુધરશે કે નહીં?! રડવા કુટવામાં જે અજ્ઞાન ઓરતોનું ડહાપણ સમાએલું છે એવી મુરખ સ્ત્રીઓને ધીઃકાર હજો. તેઓ રૂઢીઓનું મુળ કારણ સમજતી નથી. ને ધર્મશાસ્ત્ર કાનથી સાંભળતી નથી. તેથીજ આવી અંધમગર્તીએ પહોંચી હેવાનની હાલતમાં પોતાની જીંદગાની ગળેછે. આશ્ચર્ય છે કે સમજુ પુરૂષો પણ પોત પોતાની સ્ત્રીઓને ખરો મારગ બતાવવાનો કાળજી રાખતા નથી.

મરનારને ઘેર આઠ દીવસ સુધી જવું, તેનો શોક કમી કરવા ધીરજ આપવી; સારી સારી જ્ઞાનની વાતો સમજાવીને તેમનો ખેદ નરમ પાડવો. એવા હેતુથી હિંદુઓમાં ઉઠમણાનો ચાલ ચાલુછે. તે છતાં ઊલટા તેમને ઘેર જઈ તેમની દીલગીરી વધારવાની કોશીશ કરવી. તેમને રડતાં બંધ રાખવાને બદલે ઉલટાં વધારે રડાવવાં. ને તેમના મનમાં આગમાં તેલ હોમીને ઝાઝો સંતાપ કરાવવો, એ રીત ઘણી કનીષ્ટછે. એવી સમજણથી ઉઠમાણાંને દહાડે ત્યાં બેસવા જવું એ બહુ ખરાબ વિચાર છે.

નવમે રોજ જેને સુતક પહોંચતું હતું, તે સઘળાએ ડાઢી "મુંછ" મુંડાવીને સુંવાળાં ઉતરાવ્યાં. ધનપાળશાહે ગોમતી નદીને કાંઠે જઈ એક પીંપળાના વૃક્ષ નીચે શ્રાધ સરાવ્યું; ને છોટમલાલના પીંડ આપીને સ્ત્રી પુરૂષો રડતાં કુટતાં તેને ઘેર આવ્યાં. એ આખો દહાડો મરણ તી-

થીની પેઠ રડવાં કુટવામાં ગાળ્યો.

છોટમલાલ બીચારો આ ભર્યા ઘરમાંથી શું પામી ગયોછે? તેણે શું ખાધું પીધુંછે? તેણે સંસારમાં અવતાર લેઇને શું જોયુંછે? પહેર્યુંછે? ને સંસારનું સુખ ભોગવ્યુંછે? તે આશા ભર્યો આવ્યો, એવોજ ખાલી હાથે ગયોછે. તેથી તેની પાછળ પાંચ રૂપીયા પુન્ય પરમાર્થમાં ને બ્રહ્મ ભોજનમાં સારી પેઠે ખરચવાનો વિચાર ધનપાળશાહનો તથા તેની સ્રીનો હતો. આથી અગીયારમાને રોજ પોતાની આખી ન્યાતના બાળ ગોપાળોને તથા બ્રાહ્મણોને જમાડવાનું નકી કીધું. ભુદેવોમાં ભીન્ન ભીન્ન તડાં પડયાથી, તેમનામાં એક સંપ નહોતો. એક ન્યાતમાંથી અનેક ન્યાતો થઈ ગઈ હતી. તેથી તેમના પટેલીઆઓને આગલે દીવસે તેડાવીને ધનપાળશાહે જમવા, રાંધવાનો બંદોબસ્ત કરાવ્યો.

અગીયારમાની સહવારમાં ચોરાશીનો સાદ ફેરવીને રસોઈ ચાલતી કરાવી. બ્રાહ્મણોને લાડુ જમવાના આવ્યાથી ઘણા ખુશી થયા. ને આખો દીવશ ભુખ્યા રહી સાંજે સારી પેઠે હાથ મારવોછે, એવી વાતો માંહોમાંહે કરીને ભુદેવો રાજી થયા. ધનપાળશાહની ન્યાતમાંથી ઘણા જણ જમવા આવ્યા નહીં. ફકત પાંચ પાંચ સાત સાત વરસના બાળકોને કુંવારી કન્યાઓ આવીને દીવસ છતાં જમી ગઈ. પરંતુ બ્રાહ્મણો "રાતના રાજા" છે એ કહેવત ખરૂં પાડવાને માટે તેઓએ છેક સાંજના જમવા આવવા માંડયું. શેરીઓમાં ને ગંધાતી ગલીઓમાં તેમની પંગત જમવા બેઠી! જે જમીનપર કુતરાં, કાગડા ને એવાં બીજા અપવિત્ર જાનવરો ફરતાં, ને પીશાબ કરતાં હતાં; જે ગલીમાં

હિંદુ મુસલમાન ને ઢેઢ લોકો આવ જાવ કરતાં, જે ગલીમાં દરરોજ શુદ્રલોકો પાણીને એઠવાડ નાંખતા, એવા અપવિત્ર ઠેકાણે આ પવિત્ર! બ્રાહ્મણો આજ જમવા બેઠા! આ ઠેકાણે બેશીને જમતાં તેમને લાડુની લજ્જતમાં કાંઈ બાદ નડયો નહીં, એ ઘણી આશ્ચર્યની વાતછે.

પીરસણું ચાલતી વેળા ઘણીજ ગરબડ થઈ કોઈને ભાણે શાક ન આવ્યું, તો કોઈની થાળીમાં લાડુ ન આવ્યા. જેજે રસોઈઆ પીરસવા રહ્યા હતા, તે સઘળા પોતપોતાની વગે સગે પીરસવા લાગ્યા. કેટલાકે જમવા માંડયું ને કેટલાકે લાડુને દાળની બુમો પાડવા માંડી. એક ભુદેવથી આવો દેખાવ નહીં જોવાયો તેથી તેણે પીરસનારને ધમકાવી બરાબર પીરસવા કહ્યું. આથી પીરસનારનો મીજાજ ગયો. તેથી ન સંખાય એવી તેણે સામા ધણીને ગાળ દીધી એટલે લડાઈ મોટા જોસમાં સળગી ઊઠી. એક બીજાના સગાં વ્હાલાંઓએ આવીને આ મારામારીમાં ભાગ લીધો; ને જમતાં જમતાં બ્રાહ્મણો ને બૈરાંઓ ઉઠી નીકળ્યાં. સામ સામાં લાડવા ઊડયા, એટલે કેટલાક સમજુ ભુદેવો વચમાં પડયાં, ને જેમ તેમ કરીને આ લડાઈ બંધ કરાવી. લોકો જમ્યાં ન જમ્યાં ને ભાણા ઉપરથી ઉઠી ગયાં કોઈને ભાણે પુરો ભાત પણ પીરસાયો નહીં. આવી પાડાપાડાની લડાઈથી વચમાં ઝાડનો ક્ષય થયો. ન્હાનાં છોકરાં ને સ્ત્રીઓ ભુખથી ઉઠી ગઈ, ધનપાળશાહને તથા વિવેકસાગરને આથી ઘણું માઠું લાગ્યું. પોતાને ઘેર આવું કારજ આવ્યું, ને તે બગાડયું તેથી બ્રાહ્મણોપર તેઓ ઘણા ગુસે થયા. તેથી જમાડીને રૂપીઓ રૂપીઓ દક્ષણા આપવાની હતી તે વિચાર પણ બંધ રાખ્યો. બ્રાહ્મણોએ જમતી વેળા

જાણ્યું હતું કે જમી રહ્યા પછી આપણને સારી દક્ષણા મળશે. તે પ્રમાણે ન મળવાથી ધનપાળશાહનું બુરૂં બોલતાં બોલતાં તેઓ પોત પોતાને ઘેર ગયા.

ભુદેવોમાં આવા લક્ષણથી તેમને વીષે હલકો વિચાર કોણ નહીં બાંધે? આવા જમણના ને દક્ષણના લાલચુ વિપ્રોને જમાડવામાં કશું પુણ્ય નથી. ધીઃકાર છે આવા લોહીના કોળીઆ ઉમંગથી ભરનારા વિપ્રોને! ધનપાળશાહ નો એકનોએક લાડકો પુત્ર મરી ગયો, તેનું ખરચ જમી ખુશી થનારા વિપ્રોને ધીઃકાર હજો.! આવા મડદાં ઉપર મળીદા ચોળનારા વિપ્રોને ફીટકારછે! મરનારના વિજોગ થી એક તરફ છાતી ફાટ રૂદન ચાલતું હોયછે, ને તેવાને ઘેર હોંશથી વિવાહની પેડે પંગતમાં બેસીને મીષ્ટાનના કોળીઆ ભરવા એ અધમ લોકોનું કામછે. ખાવાપીવા સારૂ પારકે ઘેર મારામારી કરવી ને ભાવથી જમાડનારા યજમાનનું કારજ બગાડવું. ઊલટી તેને શીરપાવમાં ન ભંડાય એવી ગાળો દઈ તેનું બુરૂં ચહાવું, એતે બ્રાહ્મણ નો ધર્મછે? "સાપ ગયાને લીસોટા રહ્યા" તેની પેઠે આ-ગલા રૂડા ધર્મ, કર્મમં પવિત્ર, થયેલા બ્રાહ્મણોને બદલે આજકાલ ક્રીયાહીણ, ને લાલચુ વિપ્રો રહ્યાછે. તેમને જમાડવું એ ક્ષારવાળી ભોંયમાં વાવવા સરખુંછે. તેમાંથી સારૂં ફળ નીકળતું નથી. એવું જાણ્યા છતાં ધનપાળ શાહ બ્રાહ્મણોને હજુ પણ ભુલ્યા નહીં.

સ્વર્ગમાં જતાં માર્ગમાં મરનારને આડી મોટી મો-ટી નદીઓ આવેછે; તેથી જો તેની પાછળ ગાયનું દાન કરીએ તો તે નદીઓ ઉતરતાં તે જીવને કાંઇ હરકત નડતી નથી! માર્ગમાં કાંટા ને ગોખરૂથી ભરેલી જમીન

આવેછે. માટે અહીં બ્રાહ્મણોને જોડા પ્હેરાવ્યા હોય તો ત્યાં મરનારને ચાલતાં પગે હરકત નડતી નથી ! જીવને સ્વર્ગમાં સુવા કરવાની પંચાત પડેછે! તો તેના નામની સજ્યા અહીં તેના કુટુંબીઓ, વિપ્રોને આપે એટલે તેને ત્યાં એ બાબતની સગવડતા મળેછે! બ્રહ્મ ભોજનો કરાવી બ્રાહ્મણોને સારી પેઠે સંતોષીએ તો મરનાર જીવ ત્યાં ભાત ભાતના પકવાનો જમીને સુખી થાયછે! માટે જો મરનારને સઘળી વાતે સ્વર્ગ નર્કમાં સુખી રાખવો હોયતો; અહીં પરમેશ્વરના વકીલ, વિપ્રોને રાજી રાખવા એટલે તે જીવને કશી વાતની ત્યાં હરકત પડતી નથી! આવા ગાંડા ને વહેમ ભરેલા વિચારથી ઠગાઇને ધનપાળ શાહે છોટમલાલને અર્થે પુણ્ય દાન કરવામાં ઘણા પઈશા ખરચ્યા.

હવે છેલી ક્રીયા તેના અસ્તિ (ફુલ) ને ગંગામાં નાંખી ત્યાં શ્રાધ સરાવવાની રહી, તેથી ધનપાળશાહ છોટમના બારમા પછી પોતાના ગોરને લઇને અસ્તિ (ફુલ) નાખવા કાશીનાં પવિત્ર તિર્થે ગયા. ત્યાં જઇને ગંગા નદીના પવિત્ર ઉંડા પાણીમાં છોટમના અસ્તિ નાખી શ્રાધ સરાવ્યું. ને પછી બ્રહ્મભોજન કરાવી, દક્ષણા આપીને, બ્રાહ્મણોનો આશીરવાદ લઈ ધનપાળશાહ શેઠ શોકાતુર ચેહેરે પોતાને ઘેર આવ્યો.

બીચારા છોટમલાલનો વ્હેમે ભોગ લીધો. જો તેને ખરા ઉપાય કરવાની તેના અજ્ઞાન માતપિતાએ હાથમાં તક લીધી હોતતો કદાચ તેને ઉગરવાની આશા હતી. પણ તેના વ્હેમ ભરેલી ક્રિયાવડે અમુલ્ય જીવ ગયો, એમ સમજુ લોકોએ માન્યું વરસોવરસ આ દેશમાંથી આવી અ

જ્ઞાનતાને લીધે કેટલાં બાળકોનો નાશ થતો હશે? તેનો ખ્યાલ આવવો મુસ્કેલછે. ન્હાનપણમાં બાળકોની માવજત કેમ લેવી, તેમને કેવી તરેહથી ઊછેરવા, તેમને કેવી કેળવણી આપીને મોટાં કરવાં એ આ દેશની ઘણીખરી મુરખ સ્ત્રીઓ સમજતી નથી, તેઓ વ્હેમને ગફલતથી તેમના વહાલાં બાળક રૂપી રત્નનો વ્હેલો નાશ કરેછે. પણ એ જ્ઞાનતાને લીધે ભોળી સ્ત્રીઓ પોતાની ભુલ જાણતી નથી એ ખેદકારક બીનાછે.

છોટમલાલ આ દુનીયામાં આવ્યો ન આવ્યો થઈ ગયો. તેના માતપીતાએ અને સગાંવ્હાલાંએ પાંચ દીવસ સુધી તેનો શોક પાળ્યો. વખત જતાં સઘળી વાત વિસારે પડીને સૌ સૌના ધંધે વળગ્યાં. થોડા સમયમાં કેટલાકતો છોટમલાલનું નામ પણ ભુલી ગયા; ને ભુલે તેમાં નવાઈ પણ શી? જગતની માયાજ એવીછે. પણ નિર્દોષ કમળાના કષ્ટનો કાંઈ કીનારો હતો?

# પ્રકરણ ૬ ઠું

બાળલગ્ને આપણા દેશમાં સંસારના ખરા સુખનો નાશ કરી કેવો ફેરફાર કરી નાખ્યોછે; તે જાણ્યા છતાં કેટલાક દેશીઓ બાળલગ્ન કરતા ડરતાં નથી. પુનરલગ્નનો રીવાજ નહીં એવી ન્યાતોમાં પણ આંખ્યો મીચીને ઘણેક ઘેર બાળ લગ્ન થાય છે. લગ્ન કરવાં એ જાણે નહાનાં છોકરાંની રમત હોય એમ તેઓ સમજેછે. સ્ત્રી પુરૂષ તરીકેની ફરજ કીંવા ધરમ શું છે તે આપણા દેશી લોકો સમજતા નથી. બાળકોને પરણાવવાનું કામ મા બાપનું ન

થી, પણ પોતાના બાળકો જ્યારે ઊમરમાં આવે ત્યારે મન ગમતાં જોડાં બંધાઈ પરણે એવો હક છોકરા છો કરીઓનો છે, આવા હક છીનવી લેઈને ઘણાં માબાપો પોતાના બાળકોને લ્હાવાના લોભમાં લાકડે માંકડું વળગાડી કજોડાં કરે છે, એ ઘણું નઠારૂં છે. જે વખતે છોકરા છોકરી પારણામાં સુતાં સુતાં હીંચકા ખાતાં રડતાં હશે, ત્યરે તો તેઓ પરણીને સ્ત્રી પુરૂશ તરીકેના વીકટ હકથી જોડાઈ ગયા હશે. આ કેવો ફારસ? આ આપણા લોકોની કેવી જોવા જેવી ભવાઈ?

કજોડાંથી ને બાળ લગ્નથી કોને સુખ મળ્યું છે કે બાપડી કમળાને મળે? કમળા બાળ લગનથી કેવી અભાગ ણી થઇ પડી છે, તેતો આપણે જોઈએ છીએ. ત્યારે કદાચ તેનો ભરથાર જીવતો રહ્યો હોતતો કજોડાંથી શું કમળા કાંઈ પણ સુખી થાત? મોટા ઘરને કુળવાન વર-ના લોભથી જાણી જોઈને પદમાંવતીએ આ હઠ લઈને કમળાનું કજોડું બાંધ્યુ હતું. કમળા નવ વરસની સમ-જણી થઈ હતી, ત્યારે તેનો નાનો પતી છોટમ પુરાં પાં ચ વરસનો પણ થયો નહોતો. કમળા નીશાળે જ્યારે ભણુ વા જતી, ત્યારે છોટમલાલ પારણામાં સુતો સુતો ભેંકતો હતો. કમળા જ્યારે કોમળ કંઠથી નવી નવી ચોપડીઓ-માંથી કવીતા ગાઇને પોતાના માત પીતાનું મન રીઝવ તી હતી; ત્યારે તેનો નાદાન પતી નવસ્ત્રી હાલતમાં પોતા ની માતાના ખોળામાં બેશી એવો કીકો હતો! ઈશ્વરેચ્છા થી આ કજોડું જો એકવાર અખંડ રહ્યું હોત તો કમ ળાને કજોડાનું કેવું મહા કષ્ટ વેઠવું પડત એ સમજાતું નથી. કમળા પોતાના કર્મમાં કસ્ટ મંડાવીને આવેલી તે

કેમ કરીને સુખી થાય? તે કજોડાંથી બચી તો બાળલગ્નથી બીચારીને વૈધવ્યપણું આવ્યું ને આ સંસારમ. સઘળા સુખથી બાતલ થઈ. તથા છતે સુખે દુઃખીઆરી થઈ.

હમણાં તો તેની કાચી વયમાં તેના મનમાં સંસાર વહેવારનો વિકાર નહોતો. આટલી નહાની વયમાં આ સંસાર વેહેવારના સઘળા બનાવોનાં છુપા ભેદનો તેને કેમ અનુભવ મળે? અને એવો અનુભવ મેળવવાની તેને અગત્ય પણ કયાં હતી? ન્યાત જાતમાં રમવા જમવા જવું, નવાં નવાં હીર ચીરનાં વસ્ત્રો ને સોના મોતીનાં સાચાં આભુષણો પહેરી દેવ દરસને અથવા વિવાહ વા- જનમાં મહાલવા જવું, હાથમાં ચક ચકતો સોનાથી મ- ઢી લીધેલો ચુડો ને કપાળમાં કંકુનો ચાંલ્લો કરીને હર વું ફરવું; એ સગળા સુવાસણ સરખા સુખમાં તેને વિ- ધવાની વિપત્તિ કેમ વરતાય? એમાં તેને શો બાબતનું ઓછું લાગે?

કમળા જ્યારે ખાઈ પીને ખેલતી ને હસતા નિર્દોષ ચહેરાથી વાત ચીત કરીને કલોલ કરતી હતી, ત્યારે બી જા હાથ ઉપર તેની માતાના મનમાં પાર વગરનો છુપો બળાપો થતો. જે દીવસથી કમળા રાંડી તે દીવસથી પ- દમાવતીએ ખુણો પાળી સારૂં ખાવા પીવાની તથા નહાનાં પ્રકારનાં અલંકાર અંગે અડાડવાની પ્રતીજ્ઞા લીધી હતી. કમળાની હેડીની છોકરીઓ પરણીને સાસરવાસે જતી જોઇને પદમાવતીને ઘણું લાગી આવતું ને બળાપો ક- રતી. અરે! રે! ઈશ્વર!, તેં મને દીકરા આપી તે આવો દીવસ દેખાડવાને માટેજ કે? આથી હું વાંઝણી રહી હોત તો મારે આવું જોવાના દહાડા આવત? પરમેશ્વરે મને

મોત દીધું હોત તો ઠીક; કે મારે દેખવું એ નહી ને દાઝવું એ નહીં. અરેરે! મારી આશા કમળામાં કેટલી હતી? કમળાને મન ગમતો કરીઆવર કરીને સાસરે મોકલી હું કેવો સંતોષ પામત? આણાં પરીઆણાં કરીને હું કેવી મગ્ન થાત. રે? મેં અભાગણીએ કમળાના સારા સારૂં ઉતાવળાં લગ્ન કરીને આ ફળ લીધું, પરમેશ્વર કમળાને રૂડો દીવસ દેખાડત; ત્યારે હું તેનો ખોળો ભરીને કેવી રાજી થાત! અરે! દોહીતરનાં મુખડાં જોવાની મારા મનમાં કેટલી આશા હતી?! પાંચ પચીસ રૂપીઆ મોસાળુ કરવામાં ખરચીને હું મારો હાથ કેવો ઠારત? જમાઈને કંસાર કઢાવીને હું કેટલી પેહેરામણી કરત? પણ પરમેશ્વરે મારી આ સઘળી આશા ભ્રષ્ટ કરી. મારા પરીઆમાં ધુળ નાખી. અરે? મેં તે પેલા ભવમાં શાં અઘોર પાપ કર્યાં હશે, કે દીકરીએ દીવો પણ ન રહ્યો? બીચારી કમળાનો અવતાર એળે ગયો. આવી સ્થીતીમાં તેનો ભવ કેમ જશે? હે! પરમેશ્વર! હવે મને મોત આપ તો સારૂં. આવા વીચારથી પદમાવતી રોજ ઝુર્યા કરતી ને તેને કશી વાતે ચહેન પડતું નહોતું.

વિવેકસાગરના મનમાં પણ કાંઈ ઓછો પરિતાપ નહોતો. તે ઘણો વિવેકી ને વીચારવંત હોવાથી પોતાની દીલગીરી છુપી રાખી શકયો હતો. તેના મનમાં કમળા વીશે મોટા મોટા વિચાર હતા. દીકરી કહો કે દીકરો કહો, પણ તેને મન તો એ સઘળું કમળા હતી. સઘળી મીલકતનું માલેકીપણું કમળાને આપીને પોતાના છેલ્લા દહાડા પુરા કરવાનો વિચાર તેનો હતો. પોતાની અવસ્થા થયાથી જમાઈ ઊમર લાયક થાય, ત્યારે તેને પ્રધાનની

પદવીપર ચઢાવી એકાંત વાસમાં ભગવાનની ભક્તી કરવાની ઈચ્છા વિવેકસાગરને હતી. પણ માણસની ધારેલી આશા ક્યારે પાર પડે છે? માણસ ધારે છે કાંઈ, ને બને છે કાંઈ. વિવેકસાગરે આવો ઊલટો બનાવ બનવાથી કમળાને હવે નિતિજ્ઞાનની કેળવણી આપવાનું કામ પોતાના હાથમાં લીધું હતું. વહેવાર જોગો તેણે આટલા મુદતમાં કેળવણી લીધો હતો; પણ નિતિ ધર્મનું જ્ઞાન તેનુ ઓછું હોવાને લાધે તે પુરૂં કરવા પાછળ પોતાનો ઘણો કાળ રોકતો હતો.

વિવેકસાગરને કમળાના વિચારથી રાતે પણ ઘડી સુખ નિંદ્રા આવતી નહી. દીવસ, રાત એના એ સંતાપ માં તે અસંતોષી રહી, અજંપાથી છતે સુખે દુઃખીઆરો થયો હતો.

આ વેળા ચોમાસાની અંધારી રાત હતી. આકાશમાં વરસાદ ચઢી આવવાથી ને ઘનઘોર ઘટાથી તે શ્યામ રંગનું ભયંકર હતું. ઘડી ઘડીએ કાન બહેરા કરી નાંખે એવા વીજળીના કડાકા થતા હતા. આસ પાસ અંધારાનો કાળો પડદો પથરાયો હતો. તોફાની પવનના ઝપાટા ને વીજળીના કડાકા શીવાય સઘળે ઠેકાણે ચુપાચુપ હતું. આજ વીજ ને તોફાનની સાથે ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. ગોમતી નદી આ વેળાએ બાણોબાણ આવી હતી. તેનું પાણી પથરાને ખડકની સાથે જોરમાં અથડાવાથી ધુ, ધુ, ધુ, એવો ભયંકાર શોર થતો હતો. નદી કીનારા પર મસ્ત થએલાં દેડકાં, નહાનાં પાડાની પેઠે ડરાં, ડરાં એવા ઘોર શબ્દો કરી ડરાવતાં હતાં. સામે કાંઠે મશાણ હતું, તેમાંથી વારંવાર ભડકા થતા, ને ઓલવાઈ જતા હતા. જે દેખાવ જોઇને ગમે એવો હીંમતવાન મર્દ હોય

તેની હીમતની કીમત કળઈ આવે એવું હતું. આવી મેઘલી રાત કોઈ દીવસ મળી નહોતી. આ વખતે વિવેક સાગર પ્રધાન પોતાના નદી કીનારાપર આવેલા મહેલમાં બેઠા બેઠા અજંપાથી નહાના પ્રકારના વિચાર કરતો હતો, એટલામાં નદીપર એક રડતી સ્ત્રીના સરખો તેના કાન પર અવાજ પડયો. તેથી તેનું લક્ષ તે ભણી ગયું. તે અવાજ ક્યાંથી ને કોનો આવેછે, તે જોવાને માટે તેણે નદી તટપરની બારી ઊઘાડી, પણ કાંઈ જણાયું નહીં! રાત એટલી તો અંધારી હતી કે આંગળી કળાય એવું નહોતું. પવનના સુસવાટાથી ને નદીની રેલના જબરા ઘુઘવાટથી તે અવાજ ઘડીકમાં પુરો સંભળાતો તો ઘડીમાં મુદ્દલ સંભળાતો નહોતો. જે તરફનો પવન હતો તે બારી વાટે દીવાની બતી સળગાવીને તેણે બીજી વાર જોવા માંડયું. પણ કશું જણાયું નહીં. આવી ડરામણી રાતે નદીપર કોણ રડતું હશે? તે શું ભુત અથવા ડાકેણ કે ચુડેલ તો નહીં હોય? ભોળા ને કાચી હીંમતના માણસના મનમાં આવો દેખાવ જોઇને આવા વિચાર આવ્યા વગર રહે નહી. પણ વિવેકસાગર એવો વેહેમી નહોતો. ભુમી ઉપર ભુત ડાકણની હસતી તે માનતો નહીં. તેના મનમાં દ્રઢ હતું કે ભોળા લોકોના ખોટા ભામાને તેમના વહેમની ભુત એતો માત્ર શંકા છે. "મંછા ભુત અને શંકા ડાકણ" છે. તેમ તે હીંમતમાં પણ કાચો નહોતો. તરત બારી બંધ કરીને અગત્ય જોગ કપડાં પંહેરી લીધાં. હાથમાં બે ધારવાળું ખડગ લઈ માથે વરસાદથી બચવા ટોપ ઓઢી લીધો. ને કોઇને જણાવ્યા વગર ધમધમ કરતો મેડીએથી નીચે ઉતર્યો. તથા મેહેલને પાછલે બાર

ણે થઈને ત્યાંથી પેલો રડતો અવાજ આવતો હતો, તે દીશા સાંધીને તેણે ચાલવા માંડયું.

આ વખતે વરસાદ ઘણા જોરમાં પડવા માંડયો. માર્ગમાં ઘુંટીપુર પાણી ને કાદવ ખુંદતો પ્રધાન આગળ ચાલ્યો. વિજળીના કડાકા કાચા પોચાના પગ નરમ કરે તેવા થવા લાગ્યા. આસપાસ અંધારાથી કશું સુઝતું નહોતું. વિવેકસાગરે પેલા અવાજપર જેમ જેમ ચાલવા માંડયું, તેમ તેમ તે અવાજ ધીમો પડી આગળ ચાલતો જણાયે. આથી તેના મનમાં જબરી ભ્રાંતી પેડી. તેણે જોયું કે મારાથી આ અવાજ દુર કેમ નાસતો હશે! ઘડીમાં રડતો અવાજ કાનપર આવેછે, ને વળી પાછો બંધ થાય છે. આતે શું મારા મનમાં ભ્રાંતી પેડીછે? આવી મેલી રાતે આવા ઉન્ડ કીનારાપર માણુસ જાતને આવવાનું કારણ શું? ત્યારે શું લોકો ભુત ડાકણનો ભ્રમ કહે છે, તે સાચો હશે? આવા વિચારથી તેના મનમાં અનેક તરેહની શંકા થવા લાગી. તે ગમે એવા પકા ઠરાવનો તથા કઠણ કાળજાનો હીમતવાન નર હતો, પણ આવી એકાંત ભયંકર જગાએ અંધારી ડરામણી રાતે આગળ એકલા ચાલતાં હવે તેના પગ થરથર કંપવા લાગ્યા. આખું શરીર પાણીની પેઠે નરમ થઈ ધ્રુજવા લાગ્યું. તેની આંખે ખ્યાલી તરેહવાર આકારના ચમતકારી દેખાવો દેખાવા લાગ્યા. ને તેનું માથું ખરેખર આવી અજાયબીથી ફરવા લાગ્યું. હવે આગળ જવું કે પાછું પોતાને ઘેર ફરવું, એના વિચારમાં વિવેકસાગર પડયો. એટલામાં એક મોટો વિજળીનો ચમકારો થયો, તેના અજવાળાથી તેના મનમાં નવી હીંમત આવી. એટલે આગળ ચાલવા માંડયું.

હમણાં વરસાદ તદન બંધ હતો. વાદળાં વિખરાયાથી ચં-દ્રમા આકાશના કાળા પડદામાંથી નીકળીને પ્રકાસવા લાગ્યો. પવનના સુસવાટાને વીજળીના ગગડાટ બંધ થયાથી આસપાસની સઘળી વસ્તુઓ હવે ઓળખાઈ આવતી હતી. પેલો રડવાનો અવાજ તદન બંધ હતો. એટલામાં વિવેકસાગરની આંખે એક વૃક્ષ નીચે એકાએક એક સ્ત્રી-નો આકાર જણાયો. તે આવો દેખાવ જોઇને જરાપણ બીધો નહી. પકું મન કરીને તે પેલાં વૃક્ષ આગળ ગયો. તો એક બેભાન હાલતમાં ઊભેલી સ્ત્રી તેના દીઠામાં આવી. વરસાદથી તે સ્ત્રીનાં તમામ વસ્ત્ર ભીંજાઇ ગયાં હતાં. તેણે મરદના સરખો કછોટો વાળેલો હતો, ને તેના માંથાના વાળ વીખરાએલા હતા. આવો મામલો જોઈને વિવેકસાગરના મનમાં અનેક તરંગો થવા લાગ્યા. તે હીં-મત આણીને બોલ્યો. અરે સ્ત્રી તું કોણ છું, તે મને જણાવ. સ્ત્રી જાત થઇને આવે ભયંકર ઠેકાણે આવી મેધલી રાતે તું શા સારૂ આવીછું. તે મને ઘણું આ-શ્ચર્ય લાગે છે. તું ભુત, ડાકણ કે ચુડેલ હોય તો તેમ જણાવ. એટલે મને ખાત્રી થાય કે આ સંસારમાં ભુત ડાકણની હસ્તી ખરીછે. માટે તું જલદી બોલ, કોણછું. ને આવી વેળાએ અહી ઉજડ જગામાં આવીને શા માટે રડે છે? પેલી સ્ત્રીએ ભય ભરેલા ચહેરાથી જવાબ દીધો. ભાઈ હું ડાકણ નથી કે શાકણ પણ નથી. હું તો કાળા માથાનું માનવીછું. તારે મારી પીડાનું શું કામ છે? તું તારે મા રગે ચાલ્યો જા. મને દુઃખીઆરીને વધારે દુઃખ આપ-વામાં તારે શો લાભછે? આટલા શબ્દો બોલતાં તે દુઃખી આરી સ્ત્રીના પગ થરથર ધ્રૂજવા લાગ્યા. તેનું શરમથી

મ્હોડું બંધ થઈ ગયું ને આંખે તમર આવવાથી ભોંય પર મુરછા ખાઈને ચટાપાટ પડી ગઈ. વિવેકસાગરને આથી ખાતરી થઈ કે આ કોઈ નથી પણ કોઇ વખાની મારેલી સ્ત્રીછે. ને કદાચ આપઘાત કરવાના ઈરાદાથી અહિંઆં આવી હશે. એમ સમજીને પેલી અજાણી સ્ત્રીને મદદ કરવાના ઈરાદાથી તે હેઠે બેઠો જુએછે તો તેના હાથ પગ ઠંડીની અસરથી ટાઢાબોળ થઈ ગયા હતા. માથામાંથી થોડું થોડું લોહી ટપકતું હતું. તેનું શરેર સુકાઈ ગયાથી કેવળ હાડપીંજર રહ્યું હતું. આંખોને ઠેકાણે બે ખાડા પડ્યા હતા; ને તેનો ચેહેરો કરમાઇને બીહામણો થઈ ગયો હતો. પેલી સ્ત્રીના માથા ઉપર હાથ મેલી હીંમત આપીને પ્રધાન બોલ્યો, બાઈ તું મારાથી કોઈ વાતે ડરીશ નહી. મારૂ નામ વિવેકસાગર પ્રધાનછે. સ્ત્રી જાતના રડવાના સાદથી મદદ કરવાને માટે હું વખતસર આ ઠેકાણે દોડી આવ્યોછું. માટે બેન, બાઇ તું હવે જે હોય તે મને જણાવ. તારૂં જે દુઃખ હોય તે મને સંભળાવ. હું બનશે એટલી તને મદદ આપીશ. આજથી તું મારી દીકરીછે, ને હું તારો પીતાછું. માટે ચાલ. મારૂ મકાન અહીંથી ઘણુંજ નજદીકછે. હું ત્યાં તને લઈ જઈને નિર્ભય કરીશ. આ સઘળું બોલવું વિવેકસાગરનું હવામાં ગયું. પેલી સ્ત્રીએ કશો પ્રત્યુતર દીધો નહી. આથી પ્રધાનને શક ગયો કે આ સ્ત્રી જીવેછે કે મરી ગઇ છે. તેથી તેણે તેના હાથની નાડ હાથમાં લીધી તો તે ધીમે ધીમે ચાલતી હતી. તેના દાંત સજ્જડ પડી ગયા હતા ને તે બચીત બેભાન અવસ્થામાં આવી ગઈ હતી. તેવું જોઈને પ્રધાને પોતાને ઘેરથી જોઇતી મદદ મંગાવીને

મ્હેલમાં તે સ્ત્રીને પહોચતી કરાવી, આ વાત કોઇને જાણ ન કરતાં વછેરે ફક્ત પદમાવતી તથા કમળાને આ દુઃખીઆરી સ્ત્રીની માવજત કરવાનું કામ સોંપી પોતે ઘટતા ઉપચાર કરવા માંડયા. પ્રથમ તે સ્ત્રીના થંડા કપડાં કઢાવી તેને ગરમ કપડાં પેહેરાવ્યાં, ને આખે શરીરે અજમો સુંઠ વીગરે ચોળાવીને અગ્નીથી સારી પેઠ શેક કરાવ્યો. એટલે તે સ્ત્રીએ જરા જરા પોતાની આંખો ઉઘાડવા માંડી. પ્રધાને શરદી તોડી શુધ્ધીમાં આણે એવા અરકનો એક ચમચો તેના ગળામા રેડયો, તે ઘટ ઘટ પી ગઈ. એટલે તે સ્ત્રી હવે તદન જાગ્રત અવસ્થામાં આવી. તેણે જોવા માંડયું તો શું જુએ છે? પોતે એક રાજવંશી મેહલમાં બીછાવેલા ગરમ પલંગમાં સુતી છે. તેની આશપાશ એક બે સ્ત્રીઓને પુરૂશો માવજત કરતાં બેઠાંછે. આવો દેખાવ જોઇને તે સ્ત્રી ગભરાઈ ગઈ ને પાછી બેભાન થઈને બોલવા લાગી, અરે! હું અહી કયાં આવી છું? આ મહેલ શો? આ પલંગ શો? ને આ માણસો કોણ? આતે હું સ્વપ્નામાં જોઉછું કે જાગતી જોઉંછું! અરે! મને અહી કોણ લાવ્યું હશે? પદમાવતીએ તેને વધારે બોલતાં અટકાવી ખુલાસો કર્યો. બેન તું ગભરાઈશ માં. આ તારૂ સ્વપ્નુ નથી, પણ તારી ખરી હાલત છે. વિવેકસાગર સરખા પ્રધાનના ઘરમાં તને ઉંની આંચ આવનાર નથી. તારી બનતી માવજત કરી તારૂ જે કષ્ટ હશે તે મટાડવામાં આવશે. માટે તું ધીરજ રાખ ને જણાવ કે આવી સ્થીતીમાં તને કોણે નાંખી છે. ને તું કોણછું. અમને તારી ઘણી દયા આવે છે. માટે નિરભય થઈ તારો અંતરનો પડદો ખુલો કર. તારે ખચીત વાદ

રાખવું કે તારી આબરૂને લાંછન લાગે એવી બીના હશે તો અમે કદાપી જાહેર નહી કરીએ. તારી આબરૂનો અને તારો બનતો બચાવ થાય એવો બંદોબસ્ત કરવામં આવશે. ખચીત તું આફતમાં આવેલી જણાય છે. ને ખરા સંકટમાં આવેલાં માણસનો બચાવ કરવો એ ખરા માણસનો ખરો ધર્મ છે. પદમાવતી તથા પ્રધાનના આવા ધીરજવાળાં વચનો સાંભળીને પેલી અબળાને પુરી ધીરજ આવી, ને તેની સઘળી ફીકર જતી રહી. વિવેકસાગરનું નામ સાંભળીને તેના ફીકા ગાલ પર લાલી આવી. તેથી દયામણું મોહોડું કરીને કહેવા લાગી. માત પીતા, તમને હું મારા સંકટની શી વાત કહું? તમે આ શાહેરમાં રામશંકર રાવળને તો ઓળખતા હશો. તેમની હું દીકરી છું. મારૂં નામ અભાગણી ગોદાવરી છે. મારા મા બાપે પથરા એટલા દેવ કરી પુજ્યા, ત્યારે મારો જન્મ થયો. તે વેળા મારા પીતાનો શેહેરમાં પાંચ રૂપીઆનો સારો વહેવાર તથા લાજ આબરૂ હતી. હું સાત વરસની ન થઈ ત્યાંતો મને મારા માત પીતાએ પરણાવીને જંજાળમાં નાંખવાનો વીચાર કીધો. અમારૂ ઘર મુળથીજ કુળવાન છે. તેથી કોઈ કુળવાન વર સોધીને મને પરણાવવાનું નકી કીધું. મારાં માત પીતા તો ફકત કુળમાંજ સમજતાં હતાં, બાડો, બોબડો, લુલો, પાંગળો કે મરવા સુતો હોય; એટલી અવસ્થાનો રોગીલો વર હોય તો ભલે. પણ તે કુળવાનજ જોઈએ. આવી ઈચ્છાથી મને પોળકામાં એક કુળવાન વરની જોડે પરણાવી દીધી. મારાં માત પીતાએ જયારે તેને પાંચસો રૂપીયાની પુરતની લાલચ આપી ત્યારેજ તેણે મારી સાથે પરણવાનું સાટું કબુલ કીધું.

અમારી ન્યાતમાં કન્યાની અછત ગણીછે. ને છતાં જો કુળવાન વર સોધવો હોય તો પાંચસોથી સાતસો સુધીની પહેરામણી વરને આપવી જોઇએ. એટલી રકમ વગર કુળવાન વર, કન્યાનો હાથ ઝાલતો નથી. મારા કુળવાન પતીને સાઠમાં આશરેજ એકાદ બે વરસ ઓછાં હશે, તેથી તેમને પળી આવ્યાં હતાં. ને નાકમાંથી લીંટ તથા મ્હોડામાંથી નીરંતર લાળ વહ્યા કરતી હતી. આવા મરવાને ભોંય સુંઘે એવા ભરથારની સાથે પરણાવીને મારાં માત પીતા ઘણું રાજી થયાં.

મારાં પગલાં કોણુ જાણે મારા પીતાના ઘરમાં કેવાય નક્ષત્રમાં થયાં હતાં કે હું જન્મી ત્યારથી પૈસો ને આબરૂ ઓછી થતી ચાલી. હું પરણી ત્યારે ઘર સંસારમાં મુદ્દલ સમજતી નહોતી. અમારી ન્યાતમાં કન્યાને, પરણ્યા પછી બે ચાર વરસે સાસરે વોળાવેછે. ભોગ જોગે મને પરણાવીને મારા પીતાજી થોડા મહીનામાં મરણ પામ્યા. તેથી મારી માતાજી ને ઘરના સઘળા ઊચાટમાં પેઠા. એક મા સીવાય હવે મારે કોઈ અંતરનું બીજું સગું વહાલું ન રહ્યું. મારા પીતાના શોકથી રોઈ રોઇને મારી વહાલી માડી અંતે આંધળી થઈ, હવે મારાં દુઃખનો પાર ન રહ્યો. અમારી પાસે પાંચ રૂપીઆની મુડી પણ નહોતી, કે જેમ તેમ કરીને અમારા દહાડા પુરા કરીએ. હવે જયારે મારી ઊમર નવ વરસની થઈ ત્યારે મારી માતાજીએ મને સાસરે મોકલવાની સામગ્રી તૈયાર કરવા માંડી. સાસરવાસો કરવાની તેની શકતી નહોતી, પણ પેટે પાટા બાંધીને તેણે લુગડાંના બે ઘાભા હોંશથી કર્યાં. નાડાછડી, કંકુ અને બે બચકડીઓ જે મળી તે કરીને કમુરતાં ઊતર્યાં

પછી સાસરે મોકલવાનો વીચાર કીધો.

એટલામાં મારાં નશીબ ફરી ગયાં. મારાપર દૈવ કોપ્યો. એક સવારમાં મારા પતીના મરણના સમાચારનો અચાનક મેલો આવ્યો. મારી માતાજી વગર બીજા કોને મારૂં દાઝે કે દીલગીર થાય? તેનાથી જેટલું કુટાયું તેટલું કુટ્યું; ને રડાયું તેટલું રડી. બીજો એ બાપડીનો શો ઉપાય ચાલે? મારી માના વિચાર તેના મનમાં રહ્યા. મારા કોડ મારા અંતરમાં ઉભા રહ્યા.

આ વેળાએ મને ગમ ન પડે કે મારી માડી આટલું કુટીને શામાટે દીલગીર થતી હશે? અમારા ઓળખીતા લોકો મારા સામું જોઈને આંખમાં આંસુ લાવી ઉદાશ થતા હતા. તેથી હું ગભરાતી કે આ લોકો મને જોઇને શા માટે રડતાં હશે? હજુતો મારા પીતાનો શોક ચાલતો હતો. મારી માતાજી તેના પરીતાપથી ગરવા પડી હતી. તેમાં મારી સળગતી હોળીનો સંતાપ તેના મનમાં પેઠો. તે બીચારી આવા ન ખમાય એવા શોકથી ઝુરી ઝુરીને આખર એકાદ બે અઠવાડીઆમાં મરી ગઈ. (ઇશ્વર તેનો વાસ સ્વર્ગમાં કરજો.) હવે મને દીલાસો દેનાર કે છાની રાખનાર કોઈજ રહ્યું નહીં. એક પરમેશ્વર મારો બેલી રહ્યો હતો. મારી માતાના મરણથી મને બેહદ સંતાપ થયો. તેના મરણથી હવે મારો નિભાવ કેવી રીતે થશે તેનો મોટો વિચાર હતો. એમાં વળી એનું કારજ કરવાનું આવી પડયું. ન્યાતીલાઓએ મારી મીલકતને ઘરબાર બધુંએ તપાસી જોયું પણ ઘરમાંથી એક ફુટી બદામ પણ નીકળી નહીં. ત્યારે તેમણે ઘરબાર વેચીને અગીઆરમું કરવાની મને સુચના કરી. મેં તેમને આ-

છછ સાથ જણાવ્યું, ભાઈઓ! મારી પાસે રાતી બદામ નથી. આ એક રહેવાનું ઝુપડું જછે. તે વેચીને કારજ કરૂં તો આશ્રય વગર પછી ક્યાં રહું? ન્યાતીલાઓ એક સંપ થઈને આવ્યા હતા. તેથી મારૂં કહેવું ન માન્યું. ને ઉલટા તાણા મારી કહેવા લાગ્યા કે છોકરી! તું તે કાંઈ સમજે છે કે નહીં વારૂ? અગીયારમું કર્યા વગર તે ચાલે? કોઈનું અગીઆરમું રહ્યું છે કે તારી માનું રહે? એવું આડું અવળું સમજાવી, સરમાવી, ગભરાવીને ઘર ઊપર રૂપીઆ લેવડાવી તેમાંથી કારજ કરવું ઠરાવ્યું. અગીયારમાને દીવશે નિર્દય ન્યાતીલાઓ એક રાતનું વાળુ કરી મને ભીખારી બનાવીને ચાલ્યા ગયા.

મારૂં હવે સગુ કોણ થાય? મારી બાર તેર વરસની ઊમરે આવું સંકટ પડવાથી હું અત્યંત મુઝાવા લાગી. મારે રહેવાને ઘર ને ખાવાને અન્ન ન રહ્યું. ખાવા પીવાના ઘણા સાંસા પડવા લાગ્યા. આવી વખતમાં મને ખરી મદદ કોણ કરે. ગરીબ મારી માવડીના મરણથી મને પોતાની માયાળુ છાતીમાં ચાંપીને પ્યારથી કોણ ધીરજ આપે? અફસોસ! નશીબ કરે તે ખરૂં. એમ ધારીને ઘરમાં હતું ત્યાં સુધી ખાઈ પીને એકાંત દહાડા ગુજારવા લાગી. પણ મને કશી વાતે ચહેન પડે નહી. સાસરામાં ભમરો ભુંસાયો ને પીયરમાં પીંપળો ઉગ્યો. ત્યારે હવે મારે જવું ક્યાં? મને અભાગણીને મોત કેમ ન આવ્યું?

દીવસે દીવસે હું બાળ અવસ્થાનો તબકો ટપીને યુવાનપણામાં આવતી ગઈ. મને નહાના પ્રકારનાં સંસારીક વિકારો ઉપજવા લાગ્યા. મારૂં જોબન ખીલવાથી મને સંસાર વૈભવના સુખ ને લહાવા લેવાની સ્વભાવીક ઈચ્છા

થવા માંડી. કોઈ સખીઓ ગાય કે નવાં નવાં વસ્ત્રાલંકાર પહેરે, એ જોઇને મને અદેખાઈ ઉપજવા લાગી. પોતાના સ્વામી સાથે કોઈ સખીઓ વિવિધપ્રકારનાં સંસાર સુખ ને વૈભવો ભોગવે એ ભાળીને મને એવાં સુખ લેવાના કોડ થાય, પણ નશીબ રૂઠયું ત્યાં મારો ઈલાજ શો ચાલે? જો મારા નશીબમાં આવું સુખ ભોગવવાનું લખ્યું હોત તો મારો પતીજ શા સારૂ મરી જાત? આંધળો, લુલો કે પછી ગમે એવો પણ માથે પતી હોય તો ભાગ્ય જાણવાં. શીરછત્ર જતાં વિધવાને આ સંસાર દુઃખ રૂપ થઈ પડેછે. તેને જીવવા પણ ગમતું નથી. મારા સરખી કેટલીએક અભાગણી બાળરાંડો જેમ પોતાના દહાડા સુખે દુઃખે પુરા કરેછે, તેવીજ રીતે હવે મારે દહાડા કહાડયા વીના છુટકો નહોતો.

કેટલીએક વ્યભીચારણી બાળરાંડોએ મને પોતાના પાપી અખાડામાં લેવાને ઘણાએક પ્રયત્ન કીધા, પણ હું ડગી નહીં. મારી ઉમર નાદાન હતી. પણ મને કુકર્મ કરતાં કુદરતી ભય પેઠો. મારા માબાપ કોણ? મારી ન્યાત શી? એ સંભારીને મારી લાજ જાળવવાની મારા મનમાં બમણી કાળજી થઇ. એક ઘડીભરના મીથ્યાસુખ ભોગને માટે હું મારાં કુળને શું લાંછન લગાડું? મારી સાત પહેડીનું નામ બોળું? એ કદાપી કાળે બનનાર નથી. એવું પણ લઇને હું આ સંસારનો અભાવો કરીને એક જોગણના મઠમાં જોગણનો વેષ ધારણ કરીને રહી. આ મઠમાં મારા સરખી સેંકડો બાળ વિધવાઓ તથા સંસારથી કંટાળો પામેલી સધવાઓ પણ વૈરાગ્ય લઇને વસ્તી હતી. મઠમાં હું જ્યારે દાખલ થઈ ત્યારે મારી પાસેથી ધર્મ

ગુરૂને તન, મન ને ધન અર્પણ કરવાની પ્રતીજ્ઞા લેવામાં આવી! મારી પાસે ધન નામે ફુટી બદામ નહોતી; તેથી મેં ઈશ્વર ભક્તીમાં તન, મન અર્પણ કરવાને અંતઃકરણથી કબુલાત દીધી. ને મેં વૈધવ્ય ધર્મ પાળી ઈશ્વર ભક્તીમાં મહારો દેહ પડવાનો નિશ્ચય કીધો.

માથે મુંડો ને હાથમાં ચુડો નહી, એવી હાલતમાં તો હું હતી; પરંતુ હવે ભગવાં પહેરી ખરી જોગણ બનીને હું મઠમાં સ્થીર ઠામ રહી. ને ત્યાં એકાંત ઓરડીમાં રાત દીવસ ઈશ્વરનું ભજન કરવામાં મારો કાળ ગુજારવા લાગી. મને આગળ જતાં જણાયું કે આ મઠમાં રહેનારી જોગણોની ચાલ ચલગત ઘણી માઠી હતી. ઈશ્વરને બદલે પોતાના કહેવાતા ધર્મગુરૂને દેહ અર્પણ કરીને એક જોગણને ન છાજે એવી રીતે એમની સાથે છુટ લેવામાં તેઓ મોટું પુણ્ય સમજતી. ધર્મ ગુરૂની દરેક સારી અથવા નઠારી ઈચ્છાને તાબે થવું તેમની ધીઃકાર ભરેલી માગણી કબુલ રાખીને જાર કર્મ કરવું; એમાં આપણું કલ્યાણ છે. એવું માનીને તે જોગણો અઘોર કર્મ કરતાં ડરતી નહોતી. મને શી ખબર કે મારી પાસેથી આવા પાપી ગુરૂઓને તન, મન અર્પણ કરવાની કબુલાત લેવામાં આવી હશે? હવે હું પુરેપુરી પસ્તાવા લાગી, પણ કરૂં શું? સ્વરૂપવાન જોગણોની પાછળ ખાઈ પીને મસ્ત થએલા ગુરૂઓ ગાંડા ઘેહેલાની પેઠે અહરનીશ ભટકતા હતા, એ જોઈને મને ન થાય એટલું લાગ્યું. ભગવાનની ભક્તી કરવાને ઠકાણે માણસ રૂપી આ ગુરૂ ભગવાનની ભક્તી જોગણો કરતી હતી, ગુરૂઓનું એઠું ખાવું, તેમના પાપી અંગનું ધોએલું; મેલું પાણી પીવું, તેમનું થુકેલું

ગળવું, એમાં આ જોગણો પોતાનો ખરો ધર્મ ને ખરૂ કલ્યાણ સમજતી હતી. આવા ઠગારા ને વ્યભીચારી ગુરૂઓના મઠમાં હું કમનશીબે આવી તેને માટે મારા નશીબને હજારો શ્રાપ દેવા લાગી.

મને તે લોકોએ પ્રથમતો ઘણા માનથી આવકાર દઈ પરમેશ્વરની ભક્તી કરવામાં કાંઈ પણ હરકત ન કરી. પરંતુ જેમ જેમ હું આ મઠમાં વધારે વખત વસી પળોટાઈ ગઈ; તેમ તેમ મારા સ્વરૂપને લીધે ગુરૂઓના મનમાં અનેક તરંગો થવા લાગ્યા. ને પોતાના પાપી પંઝામાં મને પકડવાને માટે નહીં ઘટે એવો ઉપદેશ દેવા માંડયો. મારી સાથેની જોગણીએ, અરે! કુટણીઓએ મને ભોળવવામાં બાકી ન રાખ્યું. ને ઘણાં માથાં કુટયાં પણ હું એકની બે ન થઈ. મારૂં સ્વરૂપ મુળથી અથાગ હતું. તો જો કે એ વેળા દુઃખથી હું મરવા પડી હતી, તે છતાં ગુરૂનો ડોળો મને પકડવાને ટાંપી રહેલો હતો, હું જ્યારે સહેલાઈથી ન સમજી ત્યારે મારાપર બળાત્કાર ગુજારવાનો એમણે વિચાર કર્યો. "ઘરની દુઃખણી વનમાં ગઈતો વનમાં લાગી લાય." એ વાતવાળું મારે થયું. સારા નશીબે હું તેમની ગોઠવણથી ચેતી ગઈ. તેથી મારી આબરૂનો મરતાં સુધી બચાવ કરવાનો મેં ઠરાવ કીધો. અનીતીને રસ્તે ચાલવાથી મારી આ લોકની ને પરલોકની આબરૂને ખરા સુખનો કેવો નાશ થશે, એ સમજતી હોવાથી મારા અંતકાળે શા હાલ થાય તેથી હું ડરતી હતી. આ જુવાનીનો રંગ થોડા દીવસનોછે. આ પતંગ સરખો કાચો રંગ પલટાઈ જવાથી ઘડપણમાં મારી શી ગતી થાય? મરી ગયા પછી પરમેશ્વરને હું શો જવાબ દઉં? એવા

ભયથી પ્રાણ જાય ત્યાં સુધી મેં મારી આબરૂ જાળવવા-નો ઠરાવ કીધો.

આજ રાતના મારા ઉપર બળાત્કાર ગુજરવાનો હતો, એવી મને ખબર થવાથી આપઘાત કરવા સારૂ આવી અંધારી રાતની તક લઈને હું અહીઆં નાસી આવી હતી; તે વેળા નદી બેપુરમાં બાણોબાણ હતી. તેમાં પડીને મરવાનો મેં નિશ્ચય કીધો. મારૂં મન ઘણું ભરાઈ આવ્યું. મારા માત પીતાની વખતનું સુખ મને હમણાં નું અસહ્ય દુઃખ મારી આંખે તરી આવ્યું, તેથી રડવાની નહી છતાં મારાથી રડી જવાયું. મરવું કે ન મરવું એમ થવા લાગ્યું. આટલા સંકટ છતાં પણ મારો જીવ મરતાં ન ચાલ્યો. અરે! રે! જીવ! આ ભવમાં તું આવું સંકટ ભોગવેછે, ને પછી આપઘાતથી સાત ભવ સુધી તારાથી આવું સંકટ કેમ વેઠાશે? એવો વિચાર થવા માં-ડ્યો. તે છતાં મેં એવા સાચા વીચાર તજીને એકવાર મરવાનો દ્રઢ નિશ્ચય કર્યો. જીવીને હવે મારે શું કરવું? હે! જીવ! તું હવે મરતાં ડર ન રાખ. નિમીત હશે તેમ થશે. એમ કહીને મેં નદીના પુરમાં ઝંપલાવી દીધું. પણ "રામ રાખે તેને કોણ ચાખે!" નશીબના જોરે પાણીનો એક મોજો એવા જોરમાં આવ્યો કે મને નદી કીનારા બાહાર ઉછાળી નાંખી. તેથી મારૂ માથું પથરની ભેખડ સાથે અથડાયાથી તેમાંથી લોહી નીકળવા માંડ્યું. ને હું બેભાન થઈ. કળ ઉતર્યા પછી ધીમે ધીમે મેં ચાલવા માંડ્યું. એટલામાં મેં માણસના પગલાં સાંભળ્યાં. ધાસ્તી ની મારી હું નાસવા લાગી, પણ માથાના જખમથી ને શરદીની અસરથી હું આગળ ચાલવાને અશક્ત થઈ

પડી. તેથી એક ઝાડ નીચે છુપાઈને ઉભી રહી. એટલામાં તમે ત્યાં આવી પહોંચ્યા. મેં તમને એ વેળાએ ઓળખ્યા નહોતા. સરમથી ને દરદથી મને આંખે તમર આવી ને હું પડી ગઈ. ત્યાર પછી શું બન્યું તે તમે જાણોછો. માત પીતા મારે માંથે એવી "રામ કહાણી" વીતીછે. હવે મને જીવવા ગમતું નથી. અરે! પીતાજી, તમે ત્યાં આવીને મને બચાવી નહોત તો કેવું સારૂં? હું આપ ઘાત કરીને સદાની કેવી સુખી થાત? અરે! દઈવ મને અભાગણીને શા સારૂ જીવતી રાખી! અરે! કરૂર મોજા, તેં મને શા માટે નદીમાંથી ઘસડી કાઢી! શું મને જીવતી રાખીને વધારે સંકટ આપવાની તારી ઈચ્છા છે? હે! ઈશ્વર હવે મને ઉપાડી લે તો તારો પાડ માનું. મારે હવે આ સંસારમાં જીવીને શું કરવું છે? એમ કહીને તે બાઈ પોકે પોકે રડી પડી. આવી તેની આશ્ચર્યકારક વાત સાં ભળીને તથા તેની કરૂણામય સ્થીતી જોઈને પદમાવતી, પ્રધાન તથા કમળાની આંખમાંથી દડદડ આંસુ નીકળીપડયાં. તેમનું મન ગોદાવરી તરફ દયાથી ખેંચાયું. વિવેકસાગરે તેને ઘણી ધીરજ આપીને કહ્યું. બેન, તું ઘણી નીતી વાન ને નિર્દોષછું. આપઘાત કરીને જીવ કાઢવાથી માણસ પર પરમેશ્વર કોપાયમાન થાયછે, તે તું સમજતી હશે. આવો એક ભવ તને કાઢવાને જયારે ગમતું નથી, ત્યારે આપઘાતની સજામાં પરમેશ્વર જયારે તને આવા દુઃખનાં સાતભવ આપશે તે તારાથી કેમ નીકળશે? તું છાની રહે. તું હવે શોકાતુર શા માટે થાયછે? તારે કશી વાતની દીલગીરી રાખવી નહીં. આ તારૂં ઘરછે. તું અમારા મન થી બીજી કમળા છું. તને જીવતાં લગી સારી રીતે પાળ

શું, તેથી અમારે એક પંથને દો કાજ થશે. એક તો તું બ્રાહ્મણી છું. ને વળી નીતીવાન, ને સારા કુળની છું. તેથી કમળાની પાસે તું સદાય રહેજે. ને નીતીથી ચાલી ઈશ્વરની ભક્તી કરજે. અમારે ઘેર પરમેશ્વરનો પ્રતાપછે. તારાં સરખાં નિરાશ્રીત ને દુઃખીઆરાં મનુષ્યને અમારા સરખાં શ્રીમંત લોકોએ બનતો આશ્રય આપવો, એ અમારી ખરી ફરજછે. ગોદાવરી બોલી મને મારા માત પીતા જન્મ આપીને મરી ગયાં છે, પણ આ વખતે તમે ખરાં માવતરની ગરજ સારો છો; ભગવાન તમારૂ ભલું કરે. તમારો પાડ મારાથી કેમ વળાશે? આપઘાત તથા અનીતીને રસ્તે ચાલવાથી પરમેશ્વરના કેવા ગુનાહમાં અવાયછે, એ હું સારી પેઠ સમજું છું. પણ શું કરૂં? મારી પાસે એ વગર બીજો ઈલાજ નહોતો. હવે મારે આ સંસારમાં બીજી એકે ઊમેદ રહી નથી. એકાંત વાસમાં ભગવાનનું ભજન કરવું, ને નીતીથી વરતવું એ મારી છેલી આશાછે. પદમાવતીએ તથા પ્રધાને તેની સઘળી શુભ ઉમેદો પુરી પાડવાની કબુલાત આપી.

તે દીવસથી ગોદાવરી પ્રધાનના ઘરમાં રહીને તેઓની સાથે એવી તો હળી ગઇ કે જાણે એજ કુટંબની હોયની? કમળાને ગોદાવરી વગર ઘડી એક ચાલતું નહોતું. કમળા, ગોદાવરીને રોજ રોજ નીતી ભરેલા ગ્રંથો વાંચી સંભળાવે. ને તેનું ઉદાશ થએલું મન શાન્ત કરે. ભણવા ગણવાની ગોદાવરીને ઘણીજ ચીવટ થઈ, તેથી કમળાએ થોડા માસની અંદર તેને કામ જોગ વાંચતાં લખતાં શીખવ્યું. તેથી ગોદાવરીનો વખત હવે વીદ્યાભ્યાસમાં જવા લાગ્યો. તેનું મન નીતી તથા ધર્મનાગ્રંથો વાંચવાથી શાન્ત થયું.

તે બીજા ઘર કામમાં પડયાથી તથા વિદ્યાભ્યાસમાં તેનું ચીત લાગવાથી એક વાર પોતાનું સઘળું દુઃખ ભુલી ગઈ.

બીચારી કમળા ગોદાવરી કરતાં કયાં ભાગ્યશાળી હતી? તેની સ્થીતી ગોદાવરીના સરખ જ કરૂણાકારક હતી. પણ તે સમજી લેવાની જ્ઞાનશકતી કમળામાં કયાં હતી? ને તેથીજ તે બીચારી ખાઇ પીને સુખચેનમાં ખેલતી. અરેરે! તે જયારે પોતાની ખરી સ્થીતી સમજવા સીખશે; ત્યારે તેની હાલત કેવી થઈ પડશે? ગરીબ, બીચારી, નિર દોષ, નવ વરસની કમળાનો આ ભવ વિધવાપણાની વિપત્તીમાં શી રીતે નીકળશે?

---

## પ્રકરણ ૭ મું.

વખતનો વેગ પવન ને વીજળી કરતાં પણ વીશેસ છે. વરસ પર વરસ વીતતાં તે શીવાર? કમળા થોડા વરસ પર બાળક વયની ને નાદાન બુદ્ધીની હતી; તે આજ કાલ સોળ વરસની સુંદરી થઈ ગઈ. આથી પદમાવતી તથા વિવેકસાગરના મનમાં કમળા સંબંધી અનેક વીચારો થવા લાગ્યા. બાળ વયમાં રંડાયાથી સુવાસણનો સણગાર કમળાના શરીરપર રાખ્યો હતો, તે હવે કોઈ તીરથ કાંઠે જઇને ઉતરાવવો જોઈએ. તેમ ન કરે તો લોક ચરચા થાય. ને લોક રીવાજ પ્રમાણે તેમ કર્યા વગર પણ છુટકો ન હતો. આ કારણની સાથે તીરથયાત્રાએ જવાના બીજાં ઘણાં કારણો મળી આવ્યાં. તીરથ કાંઠે બે રૂપીઆ ધર્મ દાનમાં વાપરવાનું મન વધારે થાયછે. ગમે તેવો પરોપકારી તથા દયાળુ નર હોય પણ ઘેર બેઠાં જે ધર્મ બહાને ખરચાતુ હોયછે તેજ ખરચાયછે. તીર્થપર એવાં ખરચ

કરી પાંચ પૈશા વાપરવાને અનેક ઠેકાણાં હોયછે. વળી તીર્થ કરવાથી નવા દેશો, શેહેરો ને ગામડાં જોવાય છે. જુદાં જુદાં લોકો નજરે પડે છે. તેમની રેહેણી કેહેણી રીતભાતોને ચાલચલગત જોઈને આપણાં મનમાં સારો અસર થાયછે. સૃષ્ટી સૌંદર્યતા તથા કુદરતી રચના નિરખવાથી નવું જ્ઞાન મળેછે. અને ઈશ્વરી રચનાની કાંઇ કાંઈ ખુબીને ચીંતાર માણસના મનમાં આવેછે ને તેથી મનને શાંન્તી થઈ ઈશ્વર ભક્તીમાં લગની લાગેછે. મનુષ્યાવતાર ધારણ કરીને જ્યાં સુધી મુસાફરી કરી નથી, ત્યાં સુધી અવતાર એળે ગયોછે એવું એમના મનમાં હતું. જન્મ ધરીને જ્યાં સુધી કાંઈ જોયું નથી ત્યાં સુધી કાંઈ સાર્થક કેહેવાય નહીં. આવા અનેક સબબોને લીધે તેમણે તીર્થ યાત્રા કરવાનો મનસુબો કર્યો; ને સર્વ પ્રકારની સામગ્રી એકઠી કરી. વીવેકસાગરે મોટા રસાલા સાથે સંગ કાઢયો. એ વખતે આજની પેઠે મુસાફરી કરવાને માટે આગગાડી સરખાં સગવડતા ભરેલાં સાધનો ન્હોતાં. પણ પગ રસ્તે અથવા ગાડી, ઘોડે બેશીને મ્હા મુશ્કેલીથી મુસાફરી કરાતી. વિવેકસાગરે ગાડીઓ, માફાઓ, અને ઘોડા વીગેરે વાહનો લીધાં હતાં તેમાં બેશીને પ્રથમ રેવાજીએ જવાની કુચ કરી. તેઓ થોડી થોડી મજલ કાપતાં ઘણે દીવસે ચાંણોદની લગભગ આવી પ્હોંચ્યા.

રેવાજી જયારે બેચાર ગાઊ દુર રહી, ત્યારે ત્યાંથી સેંકડો ગોર દેવતાઓ નવા યજમાનો મેળવવાને અરથે સામા આવી મળ્યા. એક કહે વીવેકસાગર પ્રધાન મારા યજમાનછે, માટે હું એમનો ગોરછું. ત્યારે બીજો કહે, એ વાત કેમ બને? એમના પીતાજીનું નામ મારા ચો-

પડામાંછે; તેથી હું એમનો ગોરછું. માટે મારે ઘેર તેડી જઇશ. ત્રીજે વિપ્રે આ તકરાર ખોટી પાડવાને પોકાર કીધો. યજમાનજી! આ સઘળાની વાત જુઠીછે. હું તમારો ખરો ગોરછું. એમ કહીને વિવેકસાગરને કંકુનો ચાંલ્લો કરી આશીરવાદ દેવા માંડયો. ગોર લોકોની આવી ચાલ ઘણા સમજુ લોકોને નાપસંદ પડી. એથી વિવેકસાગરને બહુ કંટાળો આવ્યો. ને ભુદેવોને સાફ જણાવ્યું કે અમારી સાથે ઘણા માણસોછે, તેથી કોઈને ત્યાં ઊતારો કરવાનું બની શકે તેમ નથી. જેને ક્રીયા કરાવવી હશે, તે પોત પોતાને પસંદ પડતા ગોર પાસે કરાવી લેશે. જ્યારે આવો રોકડો જવાબ પ્રધાને સરવે ગોરને પકડાવી દીધો, ત્યારે તેમણે તેનો કેડો મુકયો. વિવેકસાગરે રેવા નદીના કીનારાપર મોટા તંબુ અને ડેરા નખાવીને પડાવ કીધો.

ચાંણોદ કન્યાળી આગળ નર્મદાનું નામ બદલાઈને રેવાજી કહેવાયછે. ત્યાં આગળ પવીત્ર રૂષીઓએ આગલા યુગમાં ઘણા વરસ સુધી તપશ્ચર્યા કરી હતી; તેથી આ સ્થળનું મહાત્મ હીંદુ લોકોમાં મોટું કહેવાયછે. કળીયુગને વિષે ગંગાનદીનું મહાત્મ ઘટીને આ રેવાજીનું દૈવત ગંગા કરતાં વિશેષ વધશે. એવું ઘણા હીંદુ લોકો માનેછે તેથી આ નદીમાં ન્હાવાને દુર દેશાવરોથી દર વરસે લાખો લોકો આવેછે.

બીજે દીવસે રેવાજીમાં ન્હાવાને વિવેકસાગર વીગેરે નીકળ્યા. રેવાના જુદા જુદા આરા બાંધેલાછે, તે દરેક ઠેકાણે ન્હાવાનું મહાત્મ મોટુંછે. સઘળા કરતાં ઓરસંગમનો આરો મહાપવીત્ર કહ્યોછે. જ્યાંથી શુકદેવજી અવતર્યા એવા ઓર સહીત નાઠા હતા. આ આરે નાહીને

પદમાવતીએ અને વીવેકસાગરે પુષ્કળ પુણ્ય કર્યું. ભેળા થએલા ભુદેવોને રૂપા નાણાંની દક્ષણા અને બીજું ઘણું દાન દેવામા મણા રાખી નહીં. પરંતુ બ્રાહ્મણોને સંતોષ હોતો નથી. લોભીઆને દક્ષણાના લાલચુ ભુદેવો દક્ષણા સારૂ માંહોમાંહે લડી મર્યાને ગાળાગાળીના વરસાદ વરસાવી છુટા પડયા.

આ નદીમાં જેટલા કંકર (પથ્થર)હોયછે, એટલા શંકર ગણાયછે. તે પાણીના જોરથી ઘસાઈઘસાઇને એવા સાફ થએલા હોયછે કે; જાણે ઘડેલા અથવા સઘાડે ઉતારેલા બાણ હેય નહી? આમાંથી એક ન્હાનું શીવનું બાણ ઉપાડી લેવાની કમળાને ઈચ્છા થઇ. તેણે પોતાની મુશાફરીમાં મળતી અગત્ય જોગ નવલી વસ્તુઓ એકઠી કરવાનો વિચાર કર્યો હતો; પણ મહાદેવની આગ્ના વગર આમાંથી એકે બાણ ન લેવાય, એવો મત બ્રાહ્મણો એ આપ્યાથી કમળા મનમાં અચરત થઈ ને કહ્યું, ગોર દેવ આપણને શી ખબર પડે કે શંકરની હા અથવા ના છે? ત્યારે ભુદેવોએ જવાબ દીધો; બાઈ! જે માણસને આ પવિત્ર નદીમાંથી બાણ લેવું હોય તેણે હા અને ના એવા અક્ષરોની બે ચીઠીઓ લખવી. ને પછી બીજા માણસ પાસે તેમાંથી એક ચીઠી ઉપડાવવી, જો તેમાં હા હોય તો બાણ લેવાની શંકરની આગ્નાછે. અથવા ના વાળી ચીઠી હાથમાં આવે તો તેમની ના છે, એમ જાણવું. કમળાએ એવી રીતે બે ચીઠીઓમાંથી એક ઉપાડી તો એના હાથમાં હા, ની ચીઠી આવી. એટલે હસીને તેણે નદીમાંથી એક સરસ બાણ ઊપાડી લઇને પોતાના માત પીતાને બતાવી રાજી થઈ. સઘળાઓએ ચાંણોદ,

કન્યાળી ને સુકલતીર્થ વીગેરે ઠેકાણે ફરીને બધાથી દરશન કરી તીર્થ પુરૂ કર્યું, ઠેકાણે ઠેકાણે નહાની મોટી શંકરની પીંડીઓની સ્થાપના શીવાય આ ઠેકાણે દરશન કરવાનું અથવા જોવાનું બીજું કશું ન હોવાથી વીવેકસાગરે હવે અંબાભવાનીની યાત્રાએ જવાનું ઠરાવ્યું. આ વખતે નવરાત્રીના દીવસ ચાલતા હતા. તેથી હજારો લોકો આરાસુરની યાત્રા કરવાને ત્યાં જતા હતા. તેમની સાથે વિવેકસાગરના સંઘે પણ કુચ કરી.

મારગમાં મોટાં મોટાં શેહેરો કે જોવા જોગ જગ્યાઓ આવે ત્યાં એક બે દીવસ પડાવ કરી બ્રહ્મભોજનો કરાવીને પછી આગળ ચાલે. એમ કરતાં કરતાં તેઓ દાંતે આવ્યા. દાંતાના રાણાએ વિવેકસાગરની આગતા સ્વાગતા કરી, તેમના સંઘને એક દીવસ રાખીને જમાડયો, તથા તેમની મદદમાં જોઈતા માણસો આપ્યાં. દાંતામાં એક દીવસ રહીને બીજા દીવસની સવારમાં પહાડ પર ચડવું સરૂ કર્યું. અહીંથી આરાસુર ચઢાય છે. દાંતાથી અંબાભવાની આશરે બાર ગાઉ થાયછે. પહાડની ચઢાણ આ ઠેકાણે બહુ વસમી નથી. તેથી સઘળાએ ચાલીને પગે ચઢવા માંડયું.

કમળાએ જન્મ ધરીને પહાડ જોએલો નહોતો, તેથી તેના મનમાં ઘણું અચરત લાગ્યું. ઊંચા ઉંચા આકાશે અડેલા જેના શીખરો, તે પર આવેલું ધીચ જંગલ એ સઘળા ચમતકારથી કમળાનું મન શાંત થયું. આ રૂતુ ચાતુર માસની ચાલતી હતી તેથી આસ પાસનું વન લીલું કુંજ સરખું ખીલી રહ્યું હતું. નાળીએરી, તાડ ને ઉંચાં આસોપાલવના રમણીય વૃક્ષો ઝુકી રહ્યાં હતાં.

આંબા રાયણાદી તરૂઓપર બેશીને મોર ટૈહુક, ટીહુક કરી રીસાએલી ઢેલો આગળ નાચીને રીઝવતા હતા. વનનાં અનેક પંખીઓના કીલકીલાટ ને મધુરાં ગાયનથી આરાસુરનું આખુ જંગલ ગાજી રહ્યું હતું. સુગંધીદાર વૃક્ષોમાંથી સોંસરા નીકળેલા શીતળ પવનની લ્હેકી મગજ તર કરતી હતી. વનમાં ઉગેલા લીલા વાંસનો પવનને લીધે થતો ખખડાટ; ને તેમાં ભળતા વરસાદના ગગડાટથી કેશરીસીંહે કરેલી ગર્જના સાંભળીને માણસને અજાયબ પ્રકારની અસર થતી હતી. વરસાદની ઘનઘોર ઘટા તથા પહાડના શીખરોને અડતી હાથણી ચાલને હઠાવે એવી ભુરા રંગની વાદળીઓનો વેગ વિસ્મયકારક હતો. મારગમાં જંગલી ફુલ, ફળાદી ને વેહલા વેહ્લીઓની લતામાં ગણગણ કરતા ભમરાઓ ભમતા હતા. પહાડના શીખરમાંથી નીકળતાં પાણીના અસંખ્યાત નીર્મળ ઝરા ને ન્હાના ન્હાના ધુ, ધુ કરતાં નાળાંઓ ધીમે ધીમે વ્હેતાં હતાં. આવી અદભુત રચના જોવાથી માણસના મન કેવાં મગ્ન થાય? પદમાવતી તથા વીવેકસાગર પણ એકવાર પોતાનું સર્વ સંકટ ભુલી ગયા. કમળાના મનમં ઈશ્વરી રચના અને તેની અપાર અદભુત શક્તિ વીશે નહાના પ્રકારના તરંગો થવા લાગ્યા. તેણે જાણ્યું કે આવી એકાંત જગ્યામાં વશી ભગવાનની ભકતી કરવાથી કેવી મજા ભોગવાતી હશે? સંસારના સુખ કરતાં આવા પહાડો ઉપર કે, વિલોકીક વનમાં તપશ્ચર્યા કરનારા તપેશ્રી લોકોને અહોનીશ કેવો આનંદ થતો હશે? તેનો અનુભવ આવવો મુશકેલ જણાયો.

આવી મનોરંજક રચના જોતાં જોતાં સઘળો

સંઘ અંબાજીના દેવળ આગળ આવી પહોંચ્યો. આ વખતે સુર્યાસ્ત થવાની તૈયારી હતી, તેથી આરાસુર પર્વતનો ને તેનાં વિશાળ વનનો દેખાવ રમણિય થયો હતો. અસ્ત થતા સવિતાનારાયણના સોનેરી રંગના ઝાંખા કીરણો, પરવતોની સુંદર ટેકરીઓ ને ઉંચા શીખરોપર પડવાથી; પરવતપર ઝાંખા પીળા રંગનો ઝગઝગાટ થઇ રહ્યો હતો. સુર્યાસ્ત થતો જોઇને કમળાના મનમાં પોતાના સંકટના વિચાર ઉભરાવવા માંડયા.

ઈંદ્રવજ્રા.

આ સૂર્ય અસ્ત અવનિપરથી થયોરે,
હા! સૂર્ય અસ્ત સઘળાં સુખનો થયોરે;
આછા રવી કિરણ તો વળી આથમ્યાં છે,
આશા રૂપી મન તણા કિરણો સમ્યાંછે!

આકાશમાં શીતળ ચંદ્રમાએ ખીલીને પોતાનાં શીતળ કીરણો પ્રસરાવ્યાં હતાં. દેવ દેવળોમાં સાયંકાળની આરતીમાં વાજતાં નગારાં, ઝાલરો તથા ટોકરાના શબ્દ શોરથી અને ગુફામાં રહેતા જોગીઓએ કરેલા સખનાદના ઘોરથી આખો પર્વત ગાજી રહ્યો હતો.

સગવડતા ભરેલી જગોપર પડાવ નાખીને સઘળા યાત્રાળુઓ દરશન કરવાનો વખત થઈ ગયાથી અંબાજીના દેવળ તરફ જતા હતા. દેવળની અંદર અંબાજીની મુરતી નથી, પણ એક ગોખની અંદર વસ્ત્રાલંકાર વડે પુજારી લોકોએ મુરતી સરખો કાંઈ આકાર કરેલો જણાયછે, તે આકારને યાત્રાળુ લોકો મોટા ભાવથી નમેછે. ઘણા લોકો કહેતા કે અંબાજીના સ્વરૂપ દીવસમાં ત્રણ બદલાયછે, તેથી પદમાવતીએ તથા કમળાએ ગોખમાં નીરખીનીરખીને

જોયું; પણ એક દીવસ એવાં ત્રણ સ્વરૂપ તેમની આંખે દેખવામાં ન આવ્યાં. તેમણે પછી માતાની માનતા ચઢાવી તે કમાળીઆ આવીને લઈ ગયા.

આજ નવરાત્રીની આઠમી રાત હોવાથી દેરાના મોટા ચોકમાં માતાનો હવન થતો હતો, તેમાં યાત્રાળુ લોકો તથા ભુદેવો ઉઘાડાં માથાં મુકીને "જે અંબે, જે અંબે"! બોલતા બોલતા નાળીએર તથા ઘી હોમતા હતા. અગ્ની કુંડમાં હજારો રૂપીઆનું ઘી ને નાળીએર હોમવા કરતાં એટલાં નાણાં અનાથ લોકોના પોષણ અરથે જો ખરચવામાં આવતાં હોય તો કેટલું પુણ્ય થાય? દર વરસે એટલા રૂપીઆ જો દેશ સુધારા પાછળ વાપરવામાં આવે તો કેટલો અગત્યનો દેશ સુધારો થાય? એવા વિચાર વિવેકસાગરના મનમાં હવન જોઈને આવ્યા. પણ ભોળા લોકો એવું જ્ઞાન લાવે ક્યાંથી? હવન કરવાથો અને માતાના નામે ઘી હોમવાથી માતા પ્રસન્ન થાયછે; એવા ખોટા મત વાળા લોકો હોવાથી વરસો વરસ હવનનો ફોકટ ખર્ચ કરી હજારો પૈસા અગ્નીમાં નાખી દેછે.

હવન જોયા પછી, માતાને ભોગ આપવાને ઠેકાણે તેઓ ગયા. ત્યાં આગળ એક માતેલા પાડાનું બળીદાન દેવાની તઈયારી ચાલતી હતી. કેટલાએક પુજારીઓ હાથમાં નાગી તલવારો લઈને ઉભા હતા. પાડાને કપાળે સીંદુરના મોટા વીચીત્ર આકારનાં ટીલાં અને ત્રીસુળો કાઢેલાં હતાં. ઢોલ, નગારાં વીગેરે વાજીંત્રોના ઘોરને "જે અંબે, જે અંબે" એવા માણસોના શબ્દ શોરથી; પેલો બાંધેલો પાડો ગભરાવા લાગ્યો. એટલામાં તો પેલા કરપીણ પુજારીઓએ બાપડા અવાચક પાડાના તરવારથી કટકે

કટકા કરી નાખ્યા. પાડાએ મરતી વખતે ઘણાંએ તરફડીયાં માર્યાં. ઘણા બરાડા પાડયા, પણ ધર્મના જહનુની લોકો ઘોંઘાટમાંથી કેમ સાંભળે? પાડાના કડકા એક સળગતા કુંડમાં નાખ્યા; ને તેના લોહીથી સઘળા જોવા ઊભેલા લોકોને પુજારીએ ચાંલ્લા કર્યા. આવો કમકમાટી ભરેલો દેખાવ જોઇને પદમાવતીને તથા કમળાને ચીતરી ચઢી. તેથી તાંહાં વધારે વાર ઊભાં ન રહેતાં પોતાના ઉતારાપર આવ્યાં. પાછળથી તેમના જાણવામાં આવ્યું કે, દેવી ભક્તો મદ્ય, માંસ વાપરવામાં મોટું પુણ્ય સમજે છે. દેવીને એ બે ચીજો બહુ વહાલીછે, તેથી માતાને વારંવાર એવું નૈવેદ ધરાવીને પ્રસન્ન કરેછે. આવા વિચારના દેવી ભક્તોના મનમાં ક્યાંથી દયા હોય? દેવીને અને ધર્મને બહાને આવી દુર્ગુણ ભરેલી ચીજોનો જાહેર અથવા ગુપ્ત બોહોળો ઉપયોગ કરે. એ ઘણી દીલગીરીની વાત છે. આવું કૃત્ય કરવું એ અધમ લોકોનું કામછે. મદ્યપાન કર્યાથી માણસની દુષ્ટ મતી થાયછે. ને તેની ખરાબ અસરથી નહી કેરવા જોઇએ, એવાં અઘોર કામો નીપજેછે; એવું તેમના મનમાં આવ્યું. સહવારમાં આસ પાસની જગાઓ જોવાને તથા માનસરોવરમાં ન્હાવાને જવાનું હતું. તેથી સઘળાં જમી કરીને નીંદ્રાવશ થયાં.

રાત ઘણી એકાંત હતી. શુક્લપક્ષ હોવાથી શરદરૂતુની શીતળ ચાંદની પુર જોશમાં પ્રકાશી હતી. પર્વતોના ઉંડાં કોતરોમાંથી, વાઘ સિંહાદીની છાતી ફાડી નાંખે એવી ગર્જના, તથા શીયાળ વરૂઓના અવાજ સીવાય સઘળે ઠેકાણે શાંત હતું. સંઘમાં ઠેકાણે ઠેકાણે વાઘ વરૂના ભયથી યાત્રાળુ લોકોએ આગી સળગાવીને ભડકા કર્યા

હતા. પર્વતની સ્વચ્છ હવાથી સઘળા લોકો મીઠી ઊંઘ ઘોરવા પડ્યા હતા. વિવેકસાગરે આવી શાંતીથી કોઈ રાત ગુજારી નહોતી.

સવારના શીતળ પ્રહરમાં સવિતાનારાયણ સપ્તમુખા અશ્વ જોતરેલા સાવ સોનેરી શોભાયમાન રથમાં બેશીને ગમન કરવાની તયારીમાં હતા. કુકડાઓ અરૂણોદયની સ્વારી નીરખવાને "કુકડુ, કુઊઊ," કહીને આલમને અગમચેતી આપવા મંડ્યા, કાગડાઓ સવિતાનારાયણના નેકીબ બનીને પક્ષી ભાષામાં "કા, કા" બોલી નેકી પોકારતાં આમ તેમ ઊડવા લાગ્યા. રમતીયાળ છોકરાં પોતાના ગુરૂની ધાકથી જેમ સંતાવાની કોશેશ કરેછે, તેમ આ અરૂણોદય મહાપતિની બીકથી આકાશના ચકચકતા તારાઓ એક પછી એક ગુમ થવા લાગ્યા. અંધારાનો કાળો પડદો નીકળી સવિતાનારાયણના સોનેરી કીરણોનો પડદો પથરાવવાની તૈયારી થતી હતી. ચકલાંઓ પરવર દીગારની પ્રાર્થના કરવામાં ચકચુર હતાં. બુલબુલ પક્ષી બુલંદ સ્વરના કુદરતી ગાયનથી મન ખુશી કરતાં હતાં. સુગંધીદાર ફુલનાં છોડવામાંથી તથા વેલા વેલીઓમાંથી પસાર થએલો શીતળ પવન મગજ તર કરતો હતો. પચરંગ પક્ષીઓ એક ઝાડપરથી બીજે ઝાડે ઉડતાં કલોલ કરતાં હતાં. નદી કીનારે ને નીરમળ ઝરણા પર નહાતાં પવિત્ર બ્રાહ્મણોનો "હર, હર" તથા તપેશ્રી સાધુઓનો "રામ રામ" પોકાર કાનને અથડીને પવીત્ર કરતા હતા. અંબાભવાનીના તથા બીજા દેવ દેવળોમાં નહાનાં નહાનાં પ્રકારના વાજીંત્રો મધુર રાગથી વાગી રહ્યાં હતાં.

આવી રમણિય સવારમાં વહેલા ઉઠવાને કોણ ન

લલચાય? આવા સ્વર્ગ ભુમીના વખતમાં કોણ શોકાતુર રહે? સઘળા લોકો રોજના નિયમ કરતાં વેહેલા ઊઠીને માનસરોવરમાં ઝીલવા નીકળ્યા. માનસરોવરનું નિર્મળ પાણી બિલોરી પારદર્શક કાચની પેઠે ચળકતું હતું. તેમાં સંખ્યા વીનાના કમળો ખીલી રહ્યાં હતાં. તેથી તે ઘણું સોભાયમાન દીસતું હતું. માનસરોવર આરસપહાણની સુંદર નકશીથી બાંધેલું છે. આ સરોવરમાં ન્હાવાનું મહા પુણ્ય હોવાથી આવેલા હજારો સ્ત્રી પુરૂશોની ભીડ થઈ હતી. પદમાવતીએ તથા વીવેકસાગરે માનસરોવરમાં નાહીને બ્રાહ્મણો અને અન્ય જાચક વરણને સારી પેડે દક્ષણા દીધી.

ઔચરા તથા આ તિર્થમાં પાવૈયા લોકોનો જબરો લાગો છે. તેઓ જાત્રાળુઓને કંટાળો આપીને તેમની પાસેથી પઇશા કઢાવે છે. કમળા. પાવૈયાને જોઇને ઘણી આશ્ચર્ય પામી. તેમની બોલવા ચાલવાની રીતભાત ને સ્ત્રીના સરખો વીચીત્ર પોશાક ભાળીને તે મનમાં ગુંચાવા લાગી; તેથી પદમાવતીએ તેને સઘળી સમજણ આપીને શાંત કીધી. જાત્રાએં આવનારા લોકો જાણે છે કે પાવૈયા બહુચરા, ભવાનીને મન ઘણા વહાલા છે. તેથી તેમનું મન કશી પ્રકારે દુભાવવું નહીં. વીવેકસાગરે પણ તેમને સારી પેઠ રીઝવ્યા. તેણે આવા આળસુ લોકોને આપવામાં પુણ્ય માન્યું નહી. પણ લોક લજ્જાએ પાંચ પૈસા વહેંચવાની ફરજ પડી હતી. અંબાજીની જાત્રા હવે વિખરાવવા માંડી. તેથી વિવેકસાગરે બીજે દહાડે કાશીએ જવાની સામગ્રી કરી.

કાશી એ સર્વ તીર્થમાં મોટું તીર્થ ગણાયછે. તેનો મહીમા આખા ભરતખંડમાં બહુ હોવાથી વરશો વરસ

ઘણા હીંદુઓ ત્યાં જાત્રાએ જાયછે. જ્યારે ચંદ્રગ્રહણ સરખાં મોટાં પર્વનો જોગ હોયછે. ત્યારે કાશીમાં અસંખ્યાત હીંદુઓનો મેળો ભરાયછે. મોટા મોટા હીંદી રાજાઓ તેવે ટાંકણે હાથી ઘોડાનું ને લાખો રૂપીઆનું પુણ્ય કરેછે. તે લેવાની લાલચે દેશો દેશના વિપ્રો કાશીમાં એકઠા થાયછે આવતી પુનેમનું ચંદ્રગ્રહણ હતું તેથી તે ઊપર જલદી પહોંચવાને વિવેકસાગરે રાત દીવસ મજલ કરીને; જેમ તેમ કરીને ચંદ્રગ્રહણને દહાડેજ તેમનો સઘળો કાફલો પવિત્ર કાશી નગરમાં આવી પહોંચ્યો.

શેહેરની સુંદર ને મોટી સાત સાત માળની હવેલીઓ જોઇને તેઓ રાજી થયા. મુસાફરીના થાકથી થોડીવાર વીશ્રાંતી લઇને ગંગાનદીમાં ન્હાવાને તથા કાશી વિશ્વનાથ માહાદેવનાં દરશન કરવાને માટે સાંજના સઘળા લોકો ગયા. તેમની પહેલાં હજારો યાત્રાળુઓ ગંગાનદીમાં "ધન્ય ગંગા, ધન્ય ગંગા" એવા શબ્દો બોલીને શ્રધાથી ન્હાતાં હતાં પરોપકારી લોકોએ કરોડો રૂપીઆ ખરચીને સુંદર ગંગાપર જોવા લાયક ઘાટો બંધાવેલાછે. તે ખચીત જોવા જોગ છે. આ વેળા તે ઘાટપર દાન દક્ષણા લેવાને પંચકેશ વધારીને સેંકડો વિપ્રો બેઠા હતા. કોઈ યજમાન આવે તેને "જય થાઓ, કાશી વીશ્વનાથ તમારૂ કલ્યાણ કરો." એવા એવા આશીરવાદો દઈ હાથ ધરીને ભીક્ષા માગતાં શરમાતા નહોતા. યાત્રાળુ હીંદુઓ પોત પોતાના ગજા પ્રમાણે ભીખારીઓની પેઠ બ્રાહ્મણોને પઈ, પઈશો આપીને જ્યાં ત્યાંથી કાશળ પતાવી આગળ ચાલી જતા. અરે! આ કેવી દુર દશા!! આ કેવી કરૂણામય કંગાળ અવસ્થા!! એકવાર જે મ-

હા વિદ્વાન અને રાજ્યદરબારે પુજાતા હતા. તેજ પવિત્ર વિપ્રોની આવી શરમ ભરેલી હાલત? ઘેર ઘેર ભીક્ષા માગે પણ પુરૂ પેટ ભરાય નહીં, એ વખતની કેવી વલણ? વિવેકસાગર, વિપ્રોની બુરી દશા જોઇને મનમાં ખેદ પામ્યો.

તેણે ગંગાનદીમાં નાહીને વિપ્રોને દાન દક્ષણા આપીને રીઝવ્યા. પવિત્ર ગંગાનદીનો મનોરંજક દેખાવ જોઇને સઘળાના મનમાં પુર્ણ હર્ષ થયો. અસ્ત થતાં સવિતાનારાયણનાં કીરણો ગંગાનદીના નિર્મળ ને ઊંડા નીરમાં પડવાથી ઝગઝગાટ થઈ રહ્યો હતો. શીતળ પવનની લહેરોને લીધે ગંગામાં પાણીના તરંગો થતા, તે મનહર ઘાટપર અથડાતા હતા. તે જોઇને કમળાના મનમાં તુરંગ ઉઠયો.

**વસંત તિલકા.**

ગંગા વિષે જ્યમ થતા જળના તરંગો,
તેવા થતા દુઃખતણા મુજને તરંગો;
ધૂ, ધૂ કરી પવનથી અથડાય ઘાટે,
ઘેલા તરંગ મનના ઉભરાય ઘાટે. ૧

ગંગામાં નાહ્યા પછી સરવે કાશીવિશ્વનાથના દેવળમાં ગયા. એ વખતે દેવળમાં એટલી તો માણસોની ભીડ હતી કે પુરાં દરસન પણ થાય નહી. હજારો અધ.ળુ સ્ત્રી પુરૂષો "જય કાશીવિશ્વનાથ"! એવા ઘોર શબ્દો બોલીને ધકા ધક કરતાં દરસન સારૂ દેવળમાં ધુસતાં હતાં. વિવેકસાગરને પદ્માવતીએ દેવળમાં જઇને સાષ્ટાંગ દંડવત કીધા. કમળાએ વિશ્વનાથ મહાદેવનું મનમાં ચિંતવન કીધું. ને ગળગળીત કંઠે મનમાં બોલી.—

**વસંત તિલકા.**

છે વિશ્વનાથ સઘળું તમને વિદીત.

છોરૂ તણી પિડ તમે હરનાર નિત્ય;
આનંદ રૂપ અવનિ પતિછો અજીત;
ચોંપે કરો નિરમળું હરિ મૂજ ચિત. ૧

દરસન કરી રહ્યા પછી તેઓ ધુમટમાંથી બહાર નીકળ્યા. કાશીવિશ્વનાથ મહાદેવનાં દેવળ ફરતા જોગીઓના મોટા મોટા અંખાડાને મઠછે, તે જોયા. તે મઠમાં કેટલાક જોગીઓ પંચ ધુણી તાપતા હતા. કેટલાએક ગંગા નદીના ઊંડા શીતળ પાણીમાં બેઠા બેઠા તપ કરતા હતા. કોઈ કોઈ ઉંધે મસ્તકે હીંચકા ખાતા હતા. ઘણાએક ઉંચા હાથ કરીને "ભજન કર લે નિશદીન ભોરા, મૂરખ પામર મનવા મોરા." એવા ઉપદેશના સ્તવનો ગાતા હતા. રાત્ર દીવશ ઉંચા ને ઉંચા હાથ રાખવાથી તેમના હાથ મરદાળ થઈ ગયા હતા. વળી એકાદ બે ઠેકાણે તો લાકડાંની પાટમાં જડી લીધેલા ખિલા ઉપર ઉઘાડે શરીરે સુતેલા સાધુઓ તેમના જોવામાં આવ્યા. કેટલાએક જોગીઓને માથે મોટી મોટી જટાઓ, લાંબી ભોંય અડે એવડી ડાઢીઓ; ને પાંપણો તો જેની વેંત વેંત જેવડી લાંબી હતી. એવા જોગીઓ જોઇને કમળાને વિચાર થયો, કે ખરા સુખીઆ આ જોગી સાધુઓછે. અસાર સંસારની માયા મુકીને એક ઈશ્વરમાં જેનું નીરંતર ચીત્ત લાગેલુંછે, તેવા આ પવિત્ર જોગીઓને ધન્યછે! પણ કમળાને કયાં ખબર હતી, કે તેમાંના ઘણા ખરાતો ખરી ભક્તી કરવાને બદલે માત્ર લોકોને ધુતી ખાવાને માટેજ આવો ખેલ લઈ બેઠા હતા. તે માંહે કેટલાક જોગીઓ પવિત્ર પણ હતા, તેમને નમન કરીને રાત પડવાને લીધે સઘળા કાશી નગરમાં પેઠા.

આજની રાત્રીએ ચંદ્રગૃહણ હતું, તેથી સઘળા હીંદુ લોકોના ઘરમાં ધુમચકડી જાગી હતી. ઘર લીંપવાને કપડાં ધોવાના કામ કાજમાં સ્ત્રીઓ પડી હતી. ગૃહણ ઝલાવાને હવે વિલંબ નહોતો. એથી હિંદુઓ અંગ ઊપરના કપડાં ઊતારીને સુતકીયાની પેઠ હાથમાં માળા વીગરે લઈને ગંગાના કીનારાપર બેઠા હતા.

વિવેકસાગર વહેમી નહોતો. પણ દેશ રીવાજ મુજબ આવી વહેમ ભરેલી ક્રીયામાં ભાગ લીધા વગર તેનાથી કેમ ચાલે? લોકો માનતા કે પૃથ્વી ઊપર બહુ પાપ થાયછે; ત્યારે ચંદ્રગૃહણ થાયછે. કેટલાક એમ સમજતા કે ચંદ્રને રાહુ નડે છે, તેથી જો આપણે પુણ્ય દાન કરીએ તો ચંદ્રને રાહુની પીડા નડતી નથી. સ્ત્રીઓ સરખી વહેમીલી જાતના મનમાં હતું કે ચંદ્ર પાસે ભંગીઓ લેહેણું માગે છે, તે લેવાને માટે તે ચંડાળ ચંદ્રના રથ સામો આવીને ઉભો રહેછે; તેની છાયાથી આપણે અભડાઇએ છીએ! આવા વિચાર વિવેકસાગરના કુટુંબમાં નહોતા. તેના મનમાં સીદ્ધ હતું. કે; પૃથ્વીના ફરવાથી આ ફેરફાર થાયછે. કોઈ વખતે જ્યારે ચંદ્ર, સુર્ય ને પૃથ્વી એક સીધી લીટીમાં આવી જાયછે, ત્યારે આવા ચંદ્રગૃહ અથવા સુર્યગૃહણ થાયછે તેને બદલે આવા વહેમી લોકો, જુઓને કેવાં ગોથાં ખાયછે.

ચંદ્રગ્રહણ જબરૂ ઝલાયું. ચંદ્રને ઝલાતાં ને મુકાતાં આશરે ત્રણ કલાક થયા. ત્યાં સુધી સઘળા હીંદુઓ ઊઘાડે શરીરે રહ્યા હતા. ગ્રહણ મુક્ત થયાં પછી લાખો માણસો ગંગાનદીના નિર્મળ નીરમાં "હર, હર મહાદેવ" કરીને નહાવા લાગ્યા. એ વખતે દૈવ ઈચ્છાથી પવન એવો નીકળ્યો હતો કે, તે લોકોની છાતી સોંસરો નીકળી જતો

હતો. ટાઢ તો કહે મારૂં કામ. તે છતાં ધર્મને બહાને તહાડના શીતકાર શબ્દ કરતા કરતા, હીંદુઓ નાહી નાહીને ભીનાં કપડાંભેર પોત પોતાને ઘેર જતા હતા. વિવેક સાગર વિગરે ઉતારે ગયા, ને આજ ઘણો શ્રમ પહોંચ્યાથી તથા બહુ રાત ગયાથી જમી કરીને સરવે ઉંઘી ગયા.

આ કેવો વહેમ? અમે અજાયબ છીએ કે એક ગ્રહણનો મીથ્યા વહેમ ઘણાએક સુધારાવાળાના ઘરમાંથી પણ હજુ નીકળ્યો નથી. આ શું દીલગીરી ભરેલી બીના નથી?

---

## પ્રકરણ ૮ મું.

આજ સવારે કમળાનો વેષ ઉતારવાનું મુહુર્ત હતું; તેથી સરવે ચિંતાતુર ને શોકાતુર ચહેરે ગંગા તટ પર ગયા. કમળાનો વેષ ઉતારતી વેળાનો દેખાવ નજરે જોયો જાય એવો નહોતો. તેના માત પીતાના મનમાં આથી સહન ન થાય એટલો સંતાપ થવા લાગ્યો. વાળંદે જયારે કમળાના સુંદર કાળા, ગુછાવાળા કેશની લટો કાતરવા માંડી, ત્યારે સઘળાના નેત્રમાંથી ચોધાર આંસુ વહેવા માંડયાં. કમળાના આખા અંગમાં ટાઢની કમકમાટી આવી; ને ન થાય એટલો કલ્પાંત કરતી કહેવા લાગી. અરે! કરૂર દીલના વાળંદ! મારા સુંદર વાળ ઉતારતાં તને કાંઈ પણ કરૂણા આવતી નથી? દયાથી તારા હાથ શું નથી ધ્રુજતા? આજ સુધી હું સધવા હતી કે, વીધવા તે કાંઈ જાણતું નહોતું. હવે સઘળા લોકો જાણશે કે આજ હું ખરેખર વિધવા થઈછું!

ઈંદ્રવજ્રા.

પીતા તમે કેમ ન ઝેર પાયું,

વાયો મને કેમ ન ઝેરી વાયું;
મારી ન નાખી ક્યમ હાય માડી,!
દેખી બળુછુ દુ:ખ હાય દા'ડી.

અરે! કઠણ કાળજાના નિર્દય વાળંદ, તારે હાથે મારા સરખી હજારો વિધવાઓના સુંદર વાળ કપાતા હશે? પોતાના વાળની એકાદ બે લટ ભોંયપરથી હાથમાં લઇ, કમળાએ રડતી આંખે વિલાપ કરવા માંડયો. અરે! મારા શીશના નિર્ભાગી સુંદર વાળ, તમારી આ શી દશા! તમે આજ સુધી મારા શીરપર રહીને શોભા આપી. મેં તમને ભાત ભાતના સુંગધમય તેલ, ફુલેલથી નિતરા રાખ્યા; તે આજે ગંગાનદીનાં ઉંડા પાણીમાં નાંખવાને માટેજ કે? મેં શું ત્યારે તમારી મીથ્યા માવજત કરી હતી? હવે તમારા વગર મારૂ રોડ મોડ માથું કેવું ખરાબ દીસસે? વાળ ઉતારયાને,કમળાના હાથનો દંતચુડો એક પથ્થર પર ભાગીને તેના કડકા ગંગાને પતાળે પહોચેલા પાણીમાં નાખ્યા. આવો દેખાવ પદમાવતી તથા વીવેકસાગરની આંખે જોવાઇ શકાયો નહી. તેમને મુર્છા આવ્યા જેવું થયું. કમળા પોતાના ચકચકતા ચુડાના કડકાઓ તરફ છેલી નજર કરીને રડવા લાગી!

ઉપેંદ્રવજા.

અરે! ચુડા તેં મુજ હાથ આવી,
અભાગણીની ગતિ જોઇ આવી;
હવે પડયો હાથથી કેમ હેઠા,?
બુડી નદીના નિરમાં તું બેઠો! ૧

અરે વિધાતા મેં તારૂં એટલું શું બગાડયું હતું કે મારી આ ભવમાં આવી સ્થીતી કરી? અરે! મારા ચક

ચકતા ચુડા! તને મેં મારા હાથથી આજ સુધી વીલો મુક્યો નથી, તે આ ગંગાનદીના આશમાની પાણીમાં તારે સદા નો વાસ લેવો પડશે! આ કેવો વિજોગ! કમળાના આવા વિલાપકારક વિલાપથી પદમાવતી તથા વિવેકસાગરની છાતી શોકથી દબાઈ ગઈ. પોતાની વહાલી પુત્રોની આવી કરૂણા મય સ્થીતી જોવાની આશા તેમણે કયારે રાખી હશે? વિપ્રો વીધિપુર્વક ક્રીયા કરાવી રહ્યા, એટલે સઘળા પોતાને ઊતારે આવ્યા. આજે જાણે કમળાનો પતી મરી ગયો હોય એવું તેમના મનમાં થયું. સઘળાએ આખો દીવસ શોકાતુર ચહેરે ગુજાર્યો. કોઇએ હોંશથી અન્ન સરખું પણ મહોડામાં ન લીધું. તે દીવશે બ્રાહ્મણોને સારી પેડે જમાડી પુણ્યદાન કીધું. ને બીજે દીવશે કાશીનું કરવત જોવાને સઘળા ગયા.

ગંગાનદીના "મણી મુકતેશ્વર" નામના સુંદર ઘાટ પર મોટું લોઢાનું એક કરવત ગોઠવેલું છે, ત્યાં પોતાની જીંદગાનીથી નીરાશ થએલા, ને સંસારનો અભાવ થએલા દરરોજ સેંકડો હીંદુઓ કરવત મુકાવવાને આવતા. કરવત પાસેના એક ઉંચા ટેકરાપર ચઢી તેઓ નીચે પડતું મુકતા, એટલે તે પડનારના પળમાં કડકે કડકા થઇ જતાં, ને ક્ષણવારમાં તેનો અમુલ્ય આત્મા આ ક્ષણભંગુર દુનીયામાંથી ચાલી જતો. મરતી વેળા તે જેવું ચિંતવન કરે, તેવું સુખ આવતા ભવમાં મળે, એવા ખોટા વહેમથી દુખીઆરા સ્ત્રી પુરૂશો આપઘાત કરવાને આ ઠકાણે આવતા.!

વિવેકસાગરનું કુટુંબ ત્યાં જોવાને આવ્યું તે પહેલાં એક ખુબ સુરત વિધવા સ્ત્રીએ પોતાની રાજી ખુશીથી

કરવત મુકાવ્યું હતું! તેના અંગના અવયવો એકઠા કરીને કરવતીયા ગંગાનદીના જળમાં નાખતા હતા. તે જગાએ લોહીલુહાણ થઈ રહ્યું હતું. હમણાં એક જુવાન વયનો, ફુટતી મુછનો ગરીબ માણસ કરવત મુકાવાને આવ્યો હતો! પણ તેની પાસે કરવતીયાને આપવા જેટલા પૈસા નહી હોવાથી કરવતીયા કરવત મુકવાને ના પાડતા હતા. મરવા આવનાર માણસે ઘણા કાલા વાલા કર્યાં પણ પેલા કરપીણોને કાંઈ અસર થઈ નહી. માણસ કાપુનાં મન દર રોજ આવા દેખાવો જોઈ જોઇને નિર્દય થયાં હતાં. તેથી તેઓએ તેના બોલવાપર લક્ષ આપ્યું નહી.

વિવેકસાગરે તે જુવાન માણસને મરતાં ઘણોએ વાર્યો. આપઘાત કરવાથી ઈશ્વરનો કેવો ગુનોહ થાય છે. સાત ભવ સુધી એવાને એવા મહા સંકટમાં રીબાવું પડે છે. પરમેશ્વરે માણસને જે હાલતમાં મુકયું હોય તે સ્થીતીમાં ધીરજ રાખી તે અવતાર સુખે દુઃખે પુરો કરવો, વિગરે ઘણું સમજાવ્યું; પણ પેલો જુવાન માણસતો ગંગાનાં પવિત્ર પાણીથી નહાઈ, ધોઈને મરવાને તૈયાર થયો. તેણે સઘળા ઉભેલા તમાસગીરોને રામ રામ કર્યા. ને કરવતીયાની રજા લઇને “જય શંકર, જય શંકર”! એવા પુકાર કરતો કરવતપર કુદી પડયો! આંખ ઉઘાડતામાં તેના શરીરના સહસ્ત્ર કડકા થઈ ગયા. બે ચાર ડસકાં ખાધાં ન ખાધાં, થોડીવાર તરફડીયાં માર્યાં ન માર્યાં ત્યાં તો તેનો આત્મા પરમ પવિત્ર પરમેશ્વરની હજુરમાં પહોંચી ગયો.!

જાણે કાંઈજ ન બન્યું હોય તેમ ગણીને કરવતીયાએ પેલા બાપડા જુવાન માણસના મડદાંના અવયવો ઉચ-

કીને ગંગા નદીમાં ફેંકી દીધા. તેને જોતા જોતામાં મંસહારી મગરો ને માંછલાંઓ ધસડી ગયાં. અરે ! આ કેવો ઘાતકી બનાવ! કેવો વહેમ ભરેલો મારગ! આવતા જન્મમાં સુખ મળવાની ખોટી આશામાં ક્ષણવારમાં પોતાના અમુલ્ય દેહનો નાશ કરવો. એ ઘાતકી દીલના કે કઠણ કાળજાના માણસ વગર કેમ બની શકે? આપઘાત કરીને જીવ કાઢવો, એના સરખું બીજું મોટું પાપ આ પૃથ્વીપર નથી. પરમેશ્વરના નિયમને તાબે ન થતાં મુરખ લોકો વરસો વરસ આપઘાતથી કેટલા મરતા હશે? કરવતીયાના આવા ધંધાને ધીઃકાર હજો! આવા પવિત્ર તિરથ પર ધર્મ ને બહાને કેટલા આપઘાત થતા હશે? એ વખત કેવો હશે? એ વખતની સરકાર કેવા વિચારની હશે? હે ઈશ્વર! અમને એવા દીવશ કદીએ ન દેખાડીશ?

આ દેખાવ જોઇને દયાળુ દીલના તમાશગીરો રડી પડયા. પેલા જુવાન માણસના કમોતથી સઘળાના મનમાં ઘણી અસર થઈ. તેના મરવાથી તેના ઘરડા માબાપ અને સ્ત્રી છોકરાંની શી દશા થઇ હશે? તે વિચારથી તેમના મનમાં ઘણી કરૂણા આવી. પણ કરે શું? તે કોણ હશે? શા કારણથી કરવત મુકાવવું પડયું હશે? તેના બૈરી છોકરાંનું ઠામ ઠેકાણું કયાં હશે? તે જાણ્યા વગર એ લોકો શું કરી શકે? કમળાને પેલા કરવતીયા ઉપર ઘણીજ ચીડ ચઢી.!

આ સ્થળે હવે વધારે વાર ઉભુ ન રહેતાં સરવે લોકોએ પોત પોતાના ઉતારા ભણી ચાલવા માંડયું. જોતાં જોતાં જાય છે, એટલામાં શહેરના મોટા ચૌટામાં માણસોની ગર્દી મળેલી દીઠી. લોકો બે બાકલા હાંફલા,

ફાંફલા થઇને તમાસો જોવાને જતા હતા. એ ઠેકાણે લોકો એટલા મળ્યાં હતાં કે થાળી ફેરવી હોય તો પણ ભોંયપર ન પડે. પ્રધાન કુટુંબ જઈને જુએ છે તો ફાંસીનાં લાકડાંપર એક અઢાર વરસની અથાગ રૂપાળી યુવાન અબળા ગભરાયલ ચહેરે ઉભી હતી; તે ઘણી ફુ-ટડી હતી. તેના રૂપ આગળ ઈંદ્રના ઘરની અપચ્છરા પણ પાણી ભરે! જરા આગળ આવીને જોતાં તે વીધવા વેષે દીઠામાં આવી. ફાંશીનો વખત થયાથી એક પોલીસ અધીકારીએ આગળ આવીને મોટે સાદે ફાંસીનું વારંટ વાંચી સંભળાવ્યું. ને કહ્યું, બાઈ! તારે માથે ખુનનો ગુનો સાબીત થવાથી તને હમણાં ને હમણાં મરતાં સુધી ફાંસીએ લટકાવવાનો સરકાર તરફથી મને ખાસ હુકમ થયોછે. તે હુકમ બજાવું તે પહેલાં તારે કાંઈ કહેવાનું છે? ફાંસીના માંચડાપર ચઢેલી સ્ત્રી થરથરતે પગે આંખમાં આંસું આણીને બોલી, ભાઈઓને બાઈઓ! જયારે હું થોડી પળમાં આખરનો દમ ખેંચવાને તૈયાર ઉભીછું. ત્યારે તમને મારી ખરી હકીકત જણાવવી જરૂરની છે. ભાઇઓ! મારૂં વતન ગુજરાતમાં છે. હું ત્યાંના એક કુલીન પણ કંગાળ વણિકની દીકરીછું. મારાં માબાપ ઘણા નિર્ધન હતાં, તેથી પૈસાની લાલચે એક પૈસાદારના પાંચ વરસની વયના પુત્રની વેરે મને પરણાવી ને; તેના બદલામાં મારા પીતાએ પુષ્કળ પઈસા લીધા. મારી ઊંમર એ વખતે સોળ વરસની હતી. હું જયારે સાસરે આણા વળતી થઈ ત્યારે મારો બાળપતિ પારણામાં સુતો સુતો રડતો હતો. આવાં કજોડાંમાં મને સંસાર વહેવારનું કેટલું સુખ હશે? તે તમે જાણશો.

એક બે આણાં વળી ત્યાં સુધી મારા સાસરીઆં વાળાં મારી સાથે હળી મળીને ચાલ્યાં. પરંતુ જ્યારથી હું સાસરામાં સ્થીરવાસ કરીને વસી ત્યારથી મારે માથે ન થાય એટલા પસ્તાળ પડવા લાગ્યા. મારી સાસુને નિર્દય નણંદ મને જોઈને કકડા મેળે. હરેક બહાનું શોધીને મારી સાથે લડાઈ માંડે. પાણી ભરવા જાઊં ને અજાણતાં બેડું ફુટે તો ન થાય એટલું કરે. ને તે દીવસે ખાવા પણ ન દે! આ કેવો જુલમ? મારો પતી નાદાન વયનો તેથી મારૂં ઉપરાણું કોણ લે? મારાં માત પીતા જ્યાં સુધી જીવ્યાં. ત્યાં સુધી હું વધારે મુંઝાણી નહીં. મળવા હળવાને બહાને બે મહીના પીએરમાં જઈને રહું, ને મારૂં સઘળું દુઃખ વિસારૂં. આવું સુખ ઝાઝા દીવસ ન રહ્યું. મારૂં બે મહીના ઠરવાનું ઠેકાણું જતું રહ્યું! મારૂં આવું કજોડું જોડી જાણી જોઈને દુઃખ દરીઆમાં જે મા બાપે ઝીકી તેનું કોઈ દહાડે સારૂ થાય નહીં! મારા લોહીનાં પૈસા લઈને જે માબાપે સુખ પામવાની આસા રાખી હોય તે આશા કેમ ફળીભુત થાય! મારી અંતરડીના શાપથી એવો નીશાશીયો પૈસો ખાવાને મારા માતપીતા આ અસાર સંસારમાં મને પરણાવીને લાંબી મુદત રહ્યા નહીં. પીએરમાં ભાઇ,ભોજાઈ વગર બીજું અંતરનું સગુ કોઈ ન રહ્યુ. સાસરામાં સાસુ, નણંદના ન ખમાય એવાં મેંહેણાંને ગાળોના વરસાદ ખમી હું દહાડા પુરા કરવા લાગી. સમજુ કંથ વગર હું કોડીલીના કોડ કોણ પુરા પાડે? પણ મને આશા હતી કે મારો કંથ કાલ સવારે મોટો થશે. ને મને મન ગમતા સંસારના લ્હાવા આપશે. એમ સમજીને હું મારા દહાડા સુખે દુઃખે ગુજારતી હતી.

પણ નશીબ જ્યાં જુઓ ત્યાં આડું, ને આડું. નશીબમાં રાંડ વીધાત્રાએ સારૂં લખેલું નહીં તે કયાંથી રૂડું થાય? ઊનાળામાં મારા પતીને અચાનક ઓરી નીકળી આવ્યાં. ને થોડા દીવસ રીબાઇને આખર સ્વર્ગવાસ થયો. હવે મારે શું કરવું? મારા દુઃખ ભરેલા દહાડા કેમ લેવા? મારી સઘળી આશા આ બનાવથી ધુળધાણી થઈ ગઈ. મારે એક આધાર ન રહ્યો. મારાપર આગળ કરતાં મારી કંકાસણી સાસુ અને નિરદય નણંદનો જુલમ વધી પડયો. તેઓ ન ભંડાય એવી ગાળો ભાંડવા લાગ્યાં. રોજ નપીરી કહીને મને ચીડવે? "નબળાં પગલાંની પીયરમાં ભમરો ભુસીને આવી, ને મારા એકના એક છોકરાનો રાંડે ભોગ લીધો." આવાં આવાં મારા ઊપર જુઠાં આળ ચડાવે; ને રોજ રોજ માથામાં ટપલા મારે. આથી હું ગુપ ચુપ એક દીવસ મારે પીયર નાશી આવી, ને મારા ભાઈના ઘરમાં રહી; દહાડા પુરા કરવાની મેં નવી ઉમેદ બાંધી. પણ મારી ભોજાઈ એવી અદેખી ને નઠારા સ્વભાવની નીવડી કે વધારે વાર મને ઘરમાં રહેવા દીધી નહીં. મારાં મા બાપનું ઘર તેમાં મારો કશો હક નહીં, એ જોઇને મને કેટલું લાગી આવ્યું હશે? મારા ગરીબડા ભાઈનું મારી ભોજાઇ પાસે કશું ઉપજતું નહોતું, તે છતાં લોક લજ્જાએ તેણે થોડા માસ સુધી મને ઘરમાં રહેવા દીધી. રોજ રોજ મારી ભાભી છણકા કરે ને સાસરામાં ભમરો ભુંસીને મારૂં ઘર પાવન કરી દેવાને આવી એવા ન સંખાય એવા મ્હેણા દે. આથી હું કંટાળી ને એક ભાડની ઓરડી લઈ તેમાં રહી.

લોકોનું દળણું ખાંડણું વીગેરે કામ કાજ કરી મારૂ

પાપી પેટ ભરવા લાગી. મારા ભાઈને આવા મહા સંકટમાં કાંઈ પણ દયા ન આવી! આ કરતાં વધારે સંકટ આપવાને વિધાતા હજુ ચુકી નહી. આ વેળાએ મારી વય વીશ વરસની ભરજોબનમાં ચાલતી હતી. મારૂં ખીલતું જોબન જોઇને કેટલીએક વિધવા કુટણીઓ મને પોતાના અખાડામાં લેવાને સમજાવવા લાગી. મારામાં આજસુધી કશું પાણી મર્યું નહોતું. હું રાત દહાડામાં પુરૂ સમજતી નહોતી. તેથી મેં તેમને ચોખી ના કહી, ને છણકાવી કાઢી, તે છતાં મને ભોળવવાને તેમણે અનેક યત્નો કરવા માંડયા. "અરે! તારી આવી અવસ્થાના દહાડા કેમ નીકળશે? આ દુનીઆમાં અવતરીને મોજ મજા કરી નથી, સંસારના સુખનો લહાવો લીધો નથી; ત્યાં સુધી જન્મ લીધો ન લીધો બરાબરછે. માટે અમારી પેઠે ખાઈપીને મજા કર, અમસ્થી શા વાસ્તે હેરાન થાયછે?" આવા અવળા ઉપદેશથી અંતે મારી ધાનત ફરી. ગમે એવી ગુણીયલ ને પતિવ્રતા સ્ત્રી હોયછે, પણ તેમની મતી ફરતાં વીલંબ નહીં. "સ્ત્રીની મતી પાનીએ." એ કહેવત સાચું છે. હવે હું વિષય વાંછનાથી આંધળી થઈ. આ સંસાર વહેવારનું સુખ કેવું હશે? તેના મને વિચારો થવા લાગ્યા. છેવટ મારી બુદ્ધી ભ્રષ્ટ થવાથી હું વ્યભીચારમાં ફસી! બેવાર મેં ગર્ભપાત કર્યા! તે ગુપ્ત રહ્યા. તેથી આવા ગુનાહ કરતાં હું ડરી નહીં. "પાપ, પાપને વધારે છે." એ ખરૂં છે. મારાં એક પાપે બીજા પાપને વધાર્યું. વ્યભિચારના મહા પાતકમાં હું પડી ચુકી હતી. તેથી ગર્ભપાત સરખા અઘોર પાપ કરતાં હું શીખી.

પણ પાપ કોનું છાનું રહ્યુંછે કે મારૂં રહે? આ

છેલ્લીવારે હું પકડાણીછું. મારા પાપનો કાળો પડદો ઊઘાડો થયોછે. મેં એક વણિકના પુત્ર સાથે ઘર માંડ્યું હતું. તેની ન્યાતમાં કન્યાની ઘણી અછત છે, તેથી તે પચીસ વર્ષની ઊમરનો થયો, પણ સ્ત્રી મળી નહી. તેની પાસે પરણવા જેટલો પઇસો પણ નહોતો, તેથી તેણે જાણ્યું કે, આ ભવમાં તો હું કદાપીકાળે પરણવા પામનાર નથી. આવું સમજીને તે કામ વાંછનાથી મારી સાથે વ્યભીચારની બુરી સંગતમાં પડ્યો. મારી સાથે આજ સુધી તેણે દોસ્તી રાખી હતી. મને તેનાથી આ વેળા હમેલ રહ્યા. તે પાડવાને ન થાય એટલાં અમે ઝાવાં માર્યાં, પણ નસીબના જોરે આ વખતે તેમાં ફતેહમંદ થયાં નહીં.

પુરા દહાડા થયાથી અમે બંને જણા ફીકરમાં પડ્યા. આ સંકટમાંથી ઉગરવાને માટે અમે તીર્થનું બહાનું લઈ આ પવિત્ર કાશીક્ષેત્રમાં આવ્યાં. ત્યાં મને પુરે દહાડે એક કલઈયા કુંવર સરખો પુત્ર અવતર્યો. અહાહા!! તેના રૂપનાં હું શા વખાણ કરૂં? તેની કાન્તી કામેંદ્રને લજાવે એવી રૂડી હતી. તેનું સુંદર ગોળ મ્હોડું હજી સુધી મારી આંખે તરેછે. અરેરે! તે આજ સુધી જીવતો રહ્યો હોતતો મારી આવી હાલત થાત? અરે મરતાં મરતાં જો તેનું કોમળ મુખડું જોવાનો મને જોગ મળ્યો હોત તો મારી કેવી સદગતી થાત!

પણ ભાવીકાળ આગળ કોઇનું ચાલતું નથી. મારા યારને છોકરાના જીવ કરતાં પોતાની આબરૂ વધારે લાગી. તેને મારીને જલદી ઠેકાણે પાડીએ તો આપણી આબરૂ રહે. એવો વિચાર તેના મનમાં આવ્યો. મેં તેને

ઘણો સમજાવ્યો. મારા હાથે મારા પુત્રને કેમ હણાય? હું અભાગણી તેને બીજાને હાથે મરાતો કેમ જોઉં? ગમે એવા નિર્દય મનની માતા હશે પણ તેના બાળક તરફ તેનું દીલ ખેંચાયા વગર કોઇ કાળે રહેનાર નથી. હરાણીને ગોળી મારીને ઠાર કરો, પરંતુ પોતાના વહાલાં બચ્ચાંને વેગળું મુકીને કોઇ કાળે નાશી જનાર નથી! એવા કુદરતી પ્યારથી મારે હાથે એક કરપીણ કામ હું કેમ કરી શકું? અથવા એવું અઘોર પાપ કરવાને બીજા માણસને હું કેમ ખોટી સલાહ આપું?

મારા યારને ગળે હું વળગી પડી, ને છોકરાને જીવતો રાખવાને સારૂં દયામણે મ્હોડે કાલાવાલા કરવા લાગી, પણ તે કેમ માને? આબરૂના ભયમાં આવેલા મારા યારે મારા હાથમાંથી મારૂં રાંક બાળક ઝુંટાવી લીધું; ને ગંગાનદીના કાળા પાણીમાં પધરાવી દીધું. તે નિરદોષ બાળક પાણીને તળીએ હમેશાનું નિંદ્રાવશ થયું.

આવા બનાવથી હું બેભાન થઇને ભોંયપર પડી ગઇ. મારા શરીરના ભાનની પણ ખબર રહી નહી. એ-વામાં સરકારના સીપાઇઓએ આવીને મને પકડી લીધી. મારો યાર મને મેલીને નાસી ગયો. થોડા દીવસ સુધી મારી તપાસ સરકારમાં ચાલી, ને મને ગુનેગાર ઠરાવી, ને આ છેવટની ઘાતકી સજા ફરમાવીછે. મને દગો દેનાર યારને હું હજારો હજાર શાપ દેતી હતી, પણ મને હમણાં જણાયુંછે કે મારી ફાંસીની સજા સાંભળી તે શોકથી તથા પોતાના અઘોર પાપ કર્મના પશ્ચાતાપથી મારો યાર કરવત મુકાવીને સ્વર્ગવાસી થયોછે! એનું મોત એ પ્રકારે થયું, ને હું આ ફાંસીને લાકડે લટકીને મરવાને માટે તઇઆર

ઊભીછું. એવી રીતે અમારો બંનેનો પાપી જીવ પાપ કર્મથી જશે. પણ ભાઈઓ, ને બાઈઓ! તમે જોશો કે હું તદન નિરદોષછું. હું આ ખુનના ગુનામાં સામેલ નથી. તેમાં કસું હું જાણતી નથી, ત્યારે શું મારો યાર ખુનીછે? ના, તેણે આ ખુન જાણી જોઇને કીધું નથી. તેણે એ બાળકનો જીવ લેવાનો વિચાર પણ કીધો નહોતો, પણ આ બરૂએ તેને આ અઘોર કૃત્ય કરવાની છુપી ઉશકેરણી કરી. તમને મેં આટલો ખુલાશો કીધો ન હોતતો મારા ઉપર ખુનનો ખાજબી શક નાખી તમે મને બાળહત્યારી ગણત.

ભાઇઓ! હવે હું મરવાને તઈઆરછું. મને જો સરકારે ફાંસીની સજા ન કરી હોત તો પણ હું જીવનાર નહોતી. મેં મરવાનો નિશ્ચય કીધો હતો. અરે! લોકો તમે મારા મોતથી એક ધડો લો! રાંડી રાંડ ને માંડી માંડ કરવાને તમે હવે પુનઃલગ્ન કરો. પુનઃલગ્ન ન કરો તો સરકાર પાસેથી અમને સતી થવાની છુટ મેળવી આપો. સતી થઈ બળી મરવું એ અમારે મન સૌઉથી ઊત્તમછે. અમે અમારા વિધવાના અસહ્ય દુઃખથી અરધાં બળી રહેલાં તો છીએ. અમને થોડી થોડી અગ્નીથી ન બાળો. અમને ચીતામાં એકદમ બળવા દો, કે અમે અમારો અંત આણીએ. અમે વિધવાઓ નિતિને મારગે ચાલવાને ઘણું ચાહીએ છીએ. અમને કુકર્મ કરતાં આ લોકનો ને પરલોકનો ભય લાગે છે, પણ શું કરીએ? ઇશ્વરી નિયમ આગળ અમારૂ કશું ચાલતું નથી. અમારાથી ઈશ્વરના અચળ નીયમ ઉલંઘન થઇ શકતા નથી. તેથીજ આવા કુકમ કરી અમે પાપના પોટલા બાંધીએ છીએ. આવાં અઘોર કર્મનું પાપ અમારે શીર નથી. જે માબાપો

પોતાની વહાલી બાળકીને વિધવાપણાની વિશેષ વેદનાના પરિતાપમાં બળવા દેછે; તેમને શીર આ સઘળું પાપ છે. જે વીધવાથી અજાણતાં બાળ હત્યાના અપરાધ થાયછે, વ્યભીચારના છંદમાં પડાય છે, એ સઘળાનો દોષ, સઘળું પાપ તેમના માબાપોને છે. જો તેવા માબાપોએ આવાં અઘોર કર્મમાંથી છુટવું હોય, પોતાની પુત્રીઓને ખરૂં સુખ કરવું હોય, તેમની આબરૂનો ને નિતીનો બચાવ કરવો હોય તો પુનરલગન કરવાં. એ સીવાય વિધવાનું સંકટ ટળનાર નથી. ઓ! સમજુ લોકો! હવે અમારા સરખી બળતી વીધવાઓને ન બાળો આ સંસારમાંથી અમારા સ્ત્રી તરીકેના હક છીનવી લેવાનો જુલમ ન કરો. તમે પુરૂશો બે ચાર વખત પુનરલગન કરોછો, તો અમને શા માટે કરવા દેતા નથી? અમે વિધવાઓએ એવડો તો શો અપરાધ કરોછે? તમારે બચીત યાદ રાખવું કે તમારે પુરૂશોને જેવી વાંછના અને સંસાર સુખ લેવાની ઉતકંઠા હોયછે તેવીજ અથવા તેથી પણ વધારે ઇચ્છાઓ અમો અબળાના મનમાં પ્રબળ હોય છે, માટે અમને લગનના સ્વતંત્ર હક આપો. અમને પુનરલગ્ન કરવાની છુટ દ્યો. એટલે આવા ખુન થતાં અટકશે, ભાઇઓ, અને બાઇઓ! તમને મારા છેલા રામ રામછે. આ દુનીઆમાં અવતરી તેવી ખાલી હાથે હું જાઊછું. મારી આશા મારા મનમાં રહીછે. હું આશાભેર મરૂંછું હે! ઈશ્વર, મારા અપરાધ ક્ષમા કર. એટલું બોલીને તે બાપડી ગળામાં ફાંસો ઘાલી ફાંસીને લાકડે લટકતી થઈ! થોડી પળ તરફડીયાં મારીને તેનો અમર આતમા તે કીરતારની પવિત્ર હજુરમાં ઇનસાફને માટે ચાલી ગઓ.!

આ કરૂણામય બનાવ જોઈને સઘળા તમાસગીર લોકો રડવા લાગ્યા. તેમની આંખોમાંથી દડ દડ આંસુ ખરી પડયાં. કાશીપુરીમાં હાહાકાર વરતાણો, ને તે દીવશે લોકોએ હડતાળ પાડી. અરે! આવા તીર્થના પવીત્ર ઘાટ ઊપર વરશો વરસ કેટલી બાળહત્યાઓ થતી હશે પુનરલગ્નનો ચાલ નહીં હોવાથી કેટલાંક નિર્દોષ બાળકો આ રૂઢીની ખામીના ભોગ થઈ પડયાં હસે? કેટલી વીધવાઓ આવી રીતે ફાંશીને લાકડે કે આપઘાતથી મરણ પામતી હશે? હે! ઈશ્વિર! અમારા અજ્ઞાન દેશીભાઈઓને સન્મતિ આપ. ને તેઓ સારે મારગે ચાલે એવું તેમને સુઝાડ. છતે ઉપાય આંખ આગળ હોવા છતાં તેઓ શા-માટે વિધવાઓને પરીતાપમાં રીબાવતા હશે? કમળાના મનમાં આ બનાવથી દુનીઆનો અભાવો થયો. ગોદાવરી ગગળીત થઈ, ને પેલી વીધવાના કમોતથી રડી પડી, ને તેના અસહ્ય દુઃખ આગળ પોતાનું સઘળું દુઃખ વીસરી ગઈ. પદમાવતી તથા વીવેકસાગરના મનમાં કમળા વીશે અનેક ચીંન્તાને વીચારો થવા લાગ્યા. તે દીવસ જેમ તેમ પુરો કરી ગંગાનદીનાં પવિત્ર પાણીની કાવડો ભરી, બીજે દીવશે અલકાપુર તરફ સંઘ પાછો ફરો. કુચપર કુચ કરતાં ને માર્ગમાં આવતાં, નગરોમાં પુણ્ય દાન કરતાં તેઓ અલકાપુરમાં થોડા દીવસની અંદર ક્ષેમ કુસળ આવી પહોંચ્યા ને થોડા વખતમાંતો નવા જુના પણ થઈ ગયા, તથા પોત પોતાના ધંધા ધાપામાં પડયા.

---

## પ્રકરણ ૯ મું.

ઉકરડીને વધતાં કેટલીવાર? કમળા હવે યુવાન અવસ્થામાં

આવી તેના મનમાં સંસારના વિકારો વધવા લાગ્યા. તેના ગુલાબી ગાલ ઊપર યુવા વસ્થાનો રંગ ચઢવા માંડયો. તેની આંખોમાં સંસાર સુખના લ્હાવા લેવાની ઇચ્છા જણા વા લાગી પણ કરે શું? તેણે એક સધવા સ્ત્રી તરીકેના સઘળા હક ખોયા હતા. તેનો અવતાર એળે જવાનો હતો. આ શું? કમળા સમજતી ન્હોતી? તે જાણતી હતી કે હવે વિધવાનો કરૂપો વેષ રાખી અવતાર પાળવો પડશે. તે જાણતી કે આ ભવમાં મને કદાપી સંસારનું સુખ મ- ળનાર નથી. તે છતાં તેને ન્હાનાં પ્રકારનાં વીચારો થતા.

તે આવા વીચારો કરવાને ઈચ્છતી નહોતી. સંસાર સુખનો સંકલ્પ કરવાને પણ તે નહોતી ચાહતી. તે પોતાની સહીયરોનુ સુખ જોઇને અદેખાઈ કરવાને કોઈ દીવસ મનમાં લાવતી નહોતી. તે કોઇ દહાડો સારાં વસ્ત્રાલંકાર ઓઢવા, પહેરવાને તથા જમવા રમવાને મરજી કરતી નહીં. તેવા વીચાર કરવાને તથા સંસારના ન્હાના પ્રકારના વૈભવ ભોગવવાની મરજી કુદરતી રીતે તેના મનમાં થતી. તેથી કમળાના સઘળા વીચારો ને તરંગો કુદરતી ઈચ્છા આગળ રદ થતાં.

શીયાળાની મોસમમાં લગનગાળામાં ઘેર ઘેર આનંદ મંગળ ગવાય, ઢોલના ધમકારા થાય; ને નવાં નવાં વસ્ત્રા ભુષણ સજીને રૂમઝુમ, રૂમઝુમ કરતી કોડીલી કામનીયો લગન મ્હાલવા જાય એ જોઇને તેનું ચીત ચરચર દાઝતું.

મંગળ મુહુર્તમાં વીદવાના પગલાં ન થાય એવું જાણીને કમળા શોકાતુર રહેતી. પણ તેનો સોક કોણ સમાવે? તેને મન વાર તહેવાર અકારા થઈ પડયા, તેથી ઘરના ખુણામાં બેઠી બેઠી ઝુરવા લાગી. લોકો, સારે કામે કાજે

જતાં આવતાં સામી વીધવા મળે તો અપશુકન માને છે, એ જોઇને તે પોતાના મનમાં ઘણો ખેદ પામીને વીચારતી. અરેરે! દૈવ! અમે વીધવાઓએ તે એટલો શો અપરાધ કર્યો હશે કે લોકો અમારૂં મ્હોડું જોતાં પણ અપશુકન માની અમારૂં અપમાન કરેછે? અરે! મારો જન્મ એળે જશે? મારે હવે જીવીને શું કરવું? ન્યાત જાતમાં રમવા જમવાની મારે બંધી થઈ. આ અંગે હવે ચાંલ્લો ચુડલો અડનાર છે? મેં રાંડે અવતાર લઇને સંસારનું શું સુખ ભોગવ્યું છે? હાય, હાય હું ચોરીમાંથી રાંડી. મારો અવતાર કેમ જશે?

મારી બાળકબુદ્ધી હતી. ત્યારે તો વિધવાપણાનું દુઃખ મને વરતાતું નહોતું. હું મારાં માત પીતાના પરતાપે ખાઈપીને ખેલતી. આજસુધી મને મારા મા બાપે કોઈ પ્રકારનું ઓછું લાગવા દીધું નથી. એટલે મારાં ભવીષ્યના સંકટનો વીચાર કેમ આવે? હું રાંડી તેમાં એમનો શો વાંક? વાંક મારા કરમનો કે અવળા નશીબે મારૂં સર્વ સુખ હરી લીધું. મારાં માત પીતાએ તો મારાં સારા સારૂં પાંચ પઈસા ખરચીને મને મોટે ઘેર પરણાવી હતી. તેમને શીખબર કે આવો ઇશ્વરનો કોપ મારે માથે ઉતરશે? કેમે કરીને વિધિએ લખ્યા લેખ મટવાના નથી, તેમાં કોઇનો ઈલાજ ચાલતો નથી.

મારે સ્વામીનાથ વગર બીજું શું સંકટ છે? રહેવાને રાજમહેલો, ફરવાને ગાડી, ઘોડા, ને ખાવાને ખટરસ ભોજનો હુકમ કરતાં હાજર છે. પણ તે સઘળા વૈભવને હું શું કરૂં? સ્વામી વિના મને એ ઊલટાં સંતાપકારક થઈ પડયાં છે. બીચારી આંખાના સુખમાં શી ન્યુનતા હતી?

બાણાસુર સરખો જેને માથે બળીઓ બાપ હતો. તે છતાં સ્વામી સ્વામીની ઝંખના રાત દીવશ કરતી હતી. સ્ત્રીને સ્વામી વગર આ સંસારમાં કાંઈ સુખ નથી. ગમે એવો પણ માથે ભરથાર હોય તો સ્ત્રી ભાગ્યશાળી જાણવી.

ઇંદ્રવજા.

શ્વામીવીના છે સખિ સૂખ શાનું?
છાતી વિષે કેમ રખાય છાનું;
ભાંડુ તથા હેતજ બાપ માનું,
મોટું પતીનું સુખ એથી માનું. ૧

બળી આ વાડી વજીફાની સાહેબી, બળયા આ રાજ મહેલો, અને ભાત ભાતનાં વસ્ત્રાલંકારો, હવે મારે તે શા ખપનાં છે? અરે! જીવ! તું જોતો ખરો, આ બાગની શોભા કેવી રમણિય બની રહી છે? પંખીઓ વૃક્ષોમાં માળા બાંધીને કેવા કીલ કીલાટ કરે છે? સ્વામી વીના મને એ સઘળું અકારૂં થઈ પડયું છે. શ્વામી વીના એ સુખ શા કામનું?

ભુજંગી.

મળયાં ઝાડનાં કુંડમાં પંખી મળે,
બળી બાગ કેરી મજા આગ બાળે;
નીરાંતે કરી નાથ મેં ના નીહાળ્યો.
અરે! આજ તું કયાંથી આવ્યો શીયાળો.? ૧

આ શીયાળામાં સુખીયારાં સ્ત્રી પુરૂશો જોડે બેસીને ભાત ભાતનાં ગરમા ગરમ પાક પકવાનો અને મિષ્ટ મેવા કેવા જમે છે? મને તો એ સઘળું ખારૂં ઝેર લાગે છે. (૨)

સવારે સીળાવાયુ કેરા સપાટા,

ગમે ના મને ગાવણું ને ગપાટા;
મુક્યાં તેલ તંબોળ મેવા મશાલા,
અરે! આજ તું કયાંથી આવ્યો શિયાળે.?

અરે! જીવ! ભિવોગીને સુખીઆં લોકોને આ શીયાળાની લાંબી રાત્રીયો કેવી સુખકારક ને અલ્પ દીસતી હશે? પણ મને તો અજંપાથી એક ઘડી નીંદ્રા આવતી નથી. ટાઢથી મારાં હાડ ધ્રુજે છે. અરેરે! આ રૂતુમાં મારા સ્વામી હયાત હોત તો આ શીયાળાના સુખકારક દહાડા કેવા સુખમાં જાત? પણ એ ભાગ્ય કયાંથી હોય?

(૩)

જરા જામનીમાં નહીં આંખ જંપે,
કળે હાડને થંડથી કાય કંપે;
હુલાવ્યા હુંફાળો રહ્યો ના હુનાળો,
અરે! આજ તું કયાંથી આવ્યો શીયાળો.?

રે! નીર્દય શીયાળા, મારા સરખી વીધવાઓને સતાવા તું શા માટે આવ્યો? તું અમને નાહક પીડા શા સારૂ કરે છે? ભુંડા! જોતો ખરો, લોકો સગડીઓ સળગાવીને તારા ભયથી કેવા તાપે છે? પણ અમે તો તારાથી કંપીએ છીએ. અરે! જીવ, જેનો સ્વામી શીયાળામાં જીવતો હશે તે સ્ત્રી કેવી ભાગ્યશાળી હશે?

(૪)

ધખાવી ધુણી ટાઢથી લોક કાંપે,
અરે! આ તકે નાથના તાપ આપે!
ઉરેથી ઉઠે ટાઢ કેરા ઉછાળો,
અરે! આજ તું કયાંથી આવ્યો શીયાળો.?

આ શીતળ રૂતુમાં ગરમા ગરમ ખાવાની કેવી મજા

પડે છે? હુંફ આપે એવી ગરમ સજ્યામાં તો સુવાનો હાય હાય! ઓરતો રહી ગયો! પતી વગર એ સઘળું શા કામનું?

(૫)

ઉનું ખાવું ને સેજ ભાવે ઉંફાળી,
સુજી ચામડી ફાટી જાયે સુંવાળી;
પતીના વીના પાય કો પ્રેમ પાલો,
અરે! આજ તું ક્યાંથી આવ્યો શીયાળો.?

શિયાળાની રૂતુમાં આવા આવા તરંગ કરીને કમળા ઉદાસી રહે. તેની સખી ગોદાવરી, પાશે બેસીને રોજ રોજ પોતાનું કષ્ટ ગાય, ગોદાવરી ધીરજ આપે, પણ કમળાને ધીરજ કેમ રહે? મોટાનું છોરૂં, મોટી સાહેબીનું સુખ ભોગવેલું. તે વીધવાની અથાગ પીડા કેમ સહન કરે? ગરીબના કરતાં તવંગર સ્ત્રી પુરૂશોને સંસારના સુખ લ્હાવા લેવાની ઘણી ઈચ્છા થાય છે. એક સુખથી ન ધરાતાં બીજા સુખની મરજી કરે છે. કમળાની નજરે જે જે વસ્તુઓ હવે પડતી, તે સઘળી તેને પીડા રૂપ થઈ પડવા લાગી. એકે વાતે, એકે ચીજે તેના મનમાં સાંન્તી થતી નહોતી.

હમણાં વસંતરૂતુનો અમલ ચાલતો હતો સવિતા નારાયણ પોતાનાં સોનેરી કિરણો સંકેલીને, પશ્ચિમભણીના દૈવી દરવાજામાંથી તરતના પલાયન કરી ગયા હતા? આકાશમાં સિંદુરીઆ રંગનાને આછા પીળા વીચીત્ર આકારના સાથીઆ પુરી કુદરતે સવીતાનારાયણ સરખા અધિરાજને લાયક માન આપ્યું હતું. દીવસનો સોનેરી પડદો ઊંચકીને કુદરતે ચંદ્રમાનો ચાંદી સમાન ચકચકતો

પડદો પાથરવા માંડયો હતો. સાંમેની શીતળ ટેકરીઓપર થી ને ગોમતી નદીના આસમાની પાણીનાં તરંગમાંથી નિકળેલો પવન, મંદ મંદ વાતો હતો. વાડીમાં ગોઠવેલા સુંદર નકશીવાળા ફુઆરામાંથી નિર્મળ પાણીની શેડો છુટીને ગુલાબ, જાઈ, જુઈ, મોગરો, ચંપા, ચંબેલી, ગુલબાસ, પારીજાત તથા કેવડા વીગેરેને વર્ષારૂતુની પેઠે તાજે તર રાખતી હતી. નહાનાં મોટાં ફુલ છોડના કયારડા, અને વૃક્ષવેલ્લિઓની લતાથી બગીચાની અંદર લીલી કુંઝ સરખી શોભા બની રહી હતી. મેના, પોપટને બુલ બુલ પક્ષી પોતાનો કુદરતી કંઠ ઉઘાડી, કીલકીલાટ કરતાં ને કોઈ કોઈ રંગ બેરંગિ પક્ષીઓ તો મનોહર સ્વરથી પક્ષિભાષમાં ગાતાં હતાં. કોયલડી આંબાના તરૂપર બેશીને કલ્લોલ કરતી હતી. રસાળ વૃક્ષોપર આવેલા સુગંધમય મોરથી ચારે મેર મગ મગાટ થઈ રહ્યો હતો. આવી મનહરણ રચનાથી માણસને કેટલી અસર થાય? સંજોગી સ્ત્રી પુરૂષોને મન આ રૂતુ સુખકારક અને વીરહાતુર તથા વિધવા સ્ત્રીઓને આ વીલોકીક વસંત શોકાતુર કરે એમાં શી નવાઈ?

ઈંદ્રવીજય.

વાલમના વીરહે વરતી,
વરતી તજીને વીધવા વનમાંતો;
પાલવ, ચીર પીતાંબરતો.
મુળગાં ન ગમે સજવા મનમાંતો,
શીત સમે તન રોજ સુકાય;
તપે બહુ તાપથી અંતર અંતે.
વ્યાકુળ આતુરમાં વીધવા,

વિરહાતુર આતુર થાય વસંતે. ૧

દુઃખીયારી કમળા કુમારી વાડીના એક સુંદર માંડવા નીચે કપાળે હાથ મેલીને આ તર્કે નાનાં પ્રકારનાં સંકલ્પ વીકલ્પ કરતી હતી. તેની પાસે તેની વહાલી સખી ગોદાવરી બેઠી હતી. કમળાને આમ ઉદાસી જોઇને ગોદાવરીએ પુછયું. બેહેન કમળા, તું આંખ ઉઘાડીને જોતો ખરી. પેલાં પચરંગી પક્ષીઓ કીલ કીલાટ કરતાં એક ઝાડેથી બીજે ઝાડે કેવાં ઉડેછે! તેઓ પોતાનાં બચ્ચાંની સાથે કેવાં ગેલ કરેછે? ને કુદે છે? અરે! પેલા આંબાપર બેઠેલી કોયલ તો જો! તે કેવી ટહુકા કરે છે. આ તારી પાળેલી હરણી રાંડ કેવા હર્ષથી ઠેકડા મારીને રમે છે. અહાહા! પુનેમનો ચંદ્રમા આકાશમાં કેવો ખીલો રહ્યો છે. ઓ પેલું રોહીણી નક્ષેત્ર તગ તગતું દેખાય. બેન તું કેમ કાંઈ બોલતી નથી? મારી સાથે રોજ રોજ શોકાતુર શામાટે રહે છે? આવા આનંદમય વસંતના દહાડાનો બહાર તો જો. કમળા બોલી, ગોદાવરી, તારી વીચાર શક્તી ઘણાં દુખથી શુન્ય થઈ ગઇ છે. તેથી તને આ વસંતરૂતુની કાંઇ અસર થતી નથી. હું જયારે કાંઇ નવો સૃષ્ટીસૌંદર્યતાનો દેખાવ; અથવા વીલાસવાળી વસ્તુઓ જોઊંછું, ત્યારે મારા જુસ્સા ઉસકેરાઈ આવે છે. મને એ સઘળી વસ્તુઓમાં પીડા માલમ પડે છે, ને તેને લીધે અત્યંત શોક થાય છે. ખરી રીતે જોતાં આપણા સરખી અભાગણી વીધવાઓને તથા વીજોગણી સ્ત્રીઓને આવા રમણિય દેખાવો, ને રમણિય વસ્તુઓ એ દુઃખ રૂપ છે. ને સધવા અથવા સંજોગી સ્ત્રી પુરૂશોને આવા દીવસો અને બનાવો શુખ રૂપછે.

બેન ગોદાવરી હું આવા ગ્રીષ્મઋતુના તાપથી રોજ રોજ બમણી બળી જાઊં છું એક તો અંતઃકરણનો છાનો તાપ ધીકતો હોય! ત્યાં સવિતાનારાયણનો બીજો બહારનો તાપ કેમ સહન થઈ શકે? બેહેન! આવા ઉગ્ર તાપથી હવે હું દિન દિન બળીને કરમાઈ જાઊં છું. અગ્નિના તાપથી બચવાને સારૂ હું શરીરે ચંદન આદી શીતળ સુગંધી પદાર્થનો લેપ કરૂં છું, ત્યારે થંડક થવાને બદલે ઉલટી મને કાળી બળતરા થાય છે.

ઉપેંદ્રવજ્રા.

અનુપ આ દીન જણાય જોકે,
શરીર સુકાય તથાપી શોકે;
ચુવા અને ચંદન લેપ ચારૂ,
અગની બળે અંગ અડે અકારૂ. ૧

અરે ! સવિતાનારાયણ! તેં પણ ઠીક ભાવ ભજવ્યો છે. તું અમને આમ ધીમે ધીમે ન બાળ. તને પણ શું દયા નથી આવતી?

૨

અરે! તપે કેમ તું સૂર્યતાતો,
અરે! અમે કેમ ખમાય આતો;
ઘણો મુઝાવા વળિ ધામ થાતો,
ઝુરી ઝુરીને સખિ દીન જાતો.

આ બગીચામાં આવેલાં ફુલ, ગુલાબોના શુંદર કયારડાની સુગંધમય શીતળ હવા લેવાને જ્યારે હું આવીને બે ઘડી બેસુછું; ત્યારે મારી પીડાનો પાર રહેતો નથી. ઘડીક ખાટે હીંચવાનું મન કરૂં છુ, કોઇ દહાડો સાર ભોજન જમવાની ઈચ્છા રાખું છું; તો મને સ્વામી વગર

એ સઘળું અકારૂ લાગેછે. એવાં સુખના સાધનો ને વૈભવ ભોગવતાં મને ઓખાની પેઠે પ્રાણનાથ સાંભરી આવેછે. તેથી મેં એવા ઊપભોગ ભોગવવાની પ્રતીજ્ઞા કરીછે. અરે! બેન એવાં સુખ હવે આ જનમારામાં આપણે ભોગવવાનાં છે?

ખીલ્યાં ફુલો આ બટ મોગરાનાં,
શુગંધવંતા ફુલ શોહરાનાં;
ગમે નહિં હાય ગુલાબ ગોટા,
કળાય તે કષ્ટ ભરેલા કોટા. ૩
તથા તજ્યાં તેલ ફુલેલ તાંજાં,
ખજુર ને ખીર જલેબી ખાજાં;
ખચીત આ ખાટ પલંગ ખાસા,
નીહાળતાં નાંખતી હું નીશાશા. ૪

કોયલને બોલતી જોઇને કમળા બોલી; હે! કોયલડી, તું હવે તારો કોમળ સ્વર બંધ કર. તું કદાચ મને રીઝવવાને માટે મીઠા લલકારા કરતી હશે, પણ મારા કાળજામાં પતી વગર તારા સબ્દો તીરની પેઠે સોંસરા નીકળી જાયછે! ત્યારે શું? આ શીતળ ચંદ્રમા મને શુખકારી દીસેછે? નાના, તેતો, સખી, મને બળાત્કારથી બાળવા ઉગ્યોછે. રે! સખી, આવી વસંતઋતુની વીલોકીક ચાંદની રાતે મારી જોડે સ્વામીનાથ હોત તો હું કેવી સુખણી થાત? હાય, હાય એવો દહાડો તો મેં કોઇ દીવસ ભાળો નહીં. હવે શું એવી તક આવનારી છે.? ચંદ્રમા, તારા સીતળ કિરણો મને બાળી નાખેછે.

( ૫ )

મિઠાં ભવે કોયલ મોર મેનાં,

તીરા ફરેરો તીર સમાન તેનાં;
શશી તણાં આ ભડકા હું ભાળી;
બળાતકારે મન નાખ્યું બાળી. ૧

હવે મારે શો ઓરતો કરવો? અરેરે!-મારે પર્વને દીવસે પણ સળગતી હોળીજ હોય છે તો.!

આ વસંતરૂતુમાં સ્ત્રી પુરૂષો કેવી હોરીઓ ગાય છે? અરસ પરસ હોળી ખેલીને દમ્પતિઓ પતંગથી કેવાં કપડાં ભીંજવે છે? અરે! આ ભવમાં મારે હવે હોળીએ ખેલવી છે? હોળીને દીવાળી મારે મન એક સરખું છે. સદાય મારા અંતઃકરણમાં સળગતી હોળી છે. ત્યારે બીજી હોળીને ક્યાં રડવા જાઉ?

ઈંદ્રવજ્રા.

હોળી ન ખેલી પતી સાથ હોંસે,
જો આ બળે છે સખિ હોળી જોશ્સે;
હોળી ન ગાઈ, પતિ ના હસાવ્યા,
રે! રે! સખી એ દિન કેમ ન વ્યા? ૧

અરે! ભુંડા બપૈયા! તું પણ મારો વૈરી કયારે થયો? પીઉ, પીઉ એવા વારંવાર પોકારો કરીને મને કાં પજવે છે? તને પીઉ મળવાની આશા હશે, પણ મને આ ભવમાં તો નથી! ફોકટની મને કાં ચીડવે છે?

ઉપેંદ્રવજ્રા.

અરે? બપૈયા, કયમ તું અત્યારે,
ઉમંગ આણી પીઉને ઉચ્ચારે;
તકે પીઉતો મળનાર તારે,
અરે? મળે ક્યાં નથિ નાથ મારે. ૧

કમળાનો પરીતાપ મટાડવાને માટે ગોદાવરીએ આવા

અલૌકીક દેખાવપર તેનું લક્ષ ખેંચ્યું હતું. પણ આતો ઉલટી અસર થઈ તેથી ગોદાવરીએ કહ્યું, બેન કમળા, તું આવા ઘેલા ઘેલા વિચારો હવે કાં કરેછે? આપણે હવે કાંઈ આ ભવમાં એવો મનખો માણવો છે? આવી સુખની વાતો સંભારીને મિથ્યા શોચ કરવો એ મુરખનું કામછે. મને પણ પહેલાં તારી પેઠે આવા તરંગો થતા, આવા સુખ વિલાસો ભોગવવાની ઇચ્છા થતી; પણ પછી જેમ જેમ હું સમજાણી થઈ ને વિધવા ધર્મથી જાણીતી થઈ તેમ તેમ એ સઘળી વાતો મેં મુકી દીધી. મારૂં મન હવે સુનકાર થયાથી એકે વાતમાં મન ખુંચતું નથી. બેન કમળા! હું વીધવા ધર્મ પાળવાનો નિશ્ચય કરીને બેઠીછું, પણ તે મારાથી પુરો પળાતો નથી. મારા જીવનું બે હેકાણેથી બગડવા બેઠુંછે મેં આ ભવમાં કશું સંસારનું સુખ ભોગવ્યું નથી. તેમ વૈધવ્ય ધર્મ પાળી જીવનું સારૂ કરવા બનતું નથી, બેન! એ ધર્મ કેમ પળાય? તું સાંભળતો ખરી. એ ધર્મ કેવો સખત છે?

"વિધવા સ્ત્રીએ આ સંસારના સઘળા સુખ ખારા કરીને ત્યાગી સન્યાસીની પેઠે પોતાના દહાડા પુરા કરવા. દીવસમાં એક વાર રસ કસ વગરનું લુખુ ભોજન જમવું. ને વ્રત, ઉપવાસ કરીને દેહ દમન કરવું. વિધવા સ્ત્રીથી પલંગપર પોઢાય નહી, ભુલ ચુકથી જો તેનાથી પલંગ પર પગ મુકાય તો; તેનો વાસ નર્કને વિષે થાય. જર્કશીનાં અથવા હીર ચીરનાં વસ્ત્રો પહેરવાં નહી. ને અંગે આભુષણનો તો સ્પર્શ પણ ન કરવો. વિધવાએ તો સન્યાશીનાં સરખાં ભગવાં અથવા ધોળાં વસ્ત્ર ધારણ કરી રૂદ્રાખના મણિકાની માળાઓ પહેરવી! પુરૂષ નામનો

મનમાં સંકલ્પ કરવો નહી. મારગમાં જતાં આવતાં જો પુરૂષના છેડાનો સ્પર્શ થાય તો તે દીવસે અપવાસ કરવો. લગ્નના ઊત્સવમાં ગીતો ગાવાં નહી; કે સારાં પકવાનો જમવાં નહી. વિધવા સ્ત્રીએ ગાડી, પાલખી, કે બીજા વાહનપર કોઇવાર બેસવું નહી."

આવો આપણો વીધવાનો ધર્મ છે. બેન કમળા, મારાથી વૈધવ્ય ધર્મ જેટલો પળાયછે, તેટલો હું, કઠણ થઈને પાળુંછુ. પણ પુરે પુરો ધર્મ સંસારમાં રહીને કેમ પળાય? અરે? આપણે વિધવાઓએ કેવાં અઘોર પાપ કર્યાં હશે! કમળા બોલી. સખિ ગોદાવરી! તુ સત્ય કહેછે. જેણે આ સંસારનું સુખ આંખે જોયેલું નથી કે મુદલ ભોગવેલું નથી; તેનથી આ સઘળું કેમ ત્યાગ થાય? જેના કોમળ દેહે આજ સુધી સ્વપનામાં પણ કષ્ટ ન ભોગવેલું, તેનાથી વૈધવ્ય ધર્મ પળાયજ નહી. મીઠી નિદ્રા લાવવાને માટે જે છપર પલંગમાં મખમલની તળાઈ ને ગાલ મસુરીઆમાં સુતેલી, તેને જંગલના જોગીની પેઠે જમીનપર કેમ ઉંઘ આવે? જે જીવે ખટરસનાં વિધવિધ તરેહનાં પકવાનો આરોગેલાં, તેના મહોડામાં લુખું પાખું અન્ન કેમ જાય? જેના અંગે જરીઆન ને હીરચીરનાં સુસોભીત વસ્ત્રો અડેલાં; તેનાથી સન્યાસીના સરખાં ભગવાં કે ધોળાં વસ્ત્રો કેમ પહેરાય? જેની કોમળ કોટમાં હીરા મોતીની મનહર માળાઓ રાત દીવસ પહેરી રહેતી; તેની કોટમાં રૂદ્રાક્ષના કઠોર મણિકાની માળા કેમ શોભે? જે બે પગલાં પણ ગાડી, પાલખી વગર નહી ચાલેલી; તેનાથી અહોનીશ વાહન ત્યાગ કેમ કરાય? બેન, ગોદાવરી! મારાથી તો આ કઠણ વૈધવ્ય ચારીત્ર ના પળાય. અરે! સખી જોને, આજ

કાલની વિધવા સ્ત્રીઓમાં હજારમાંથી એક પણ આવો ધર્મ ક્યાં પાળેછે? ખાય છે, પીએ છે, નાનાં પ્રકારના વસ્ત્રાલંકારો પહેરી ન્યાત જાતમાં રમવા જમવા જાય છે ને લગ્નાદી શુભ અવસરે સધવાસ્ત્રીની પેઠ ગીતો ગાયછે, હાથમાં દાંતના ચુડાને બદલે સાવ સોનાનો ચળકતો ચુડો પહેરે છે.

જ્યારે તેમનાથી આવા શૃંગાર તજાતા નથી, ત્યારે બીજા સંસારિક લ્હાવા તે કેમ તજાય? સખી ગોદાવરી! મારા મનની આશાઓ મારા મનમાં રહી ગઈ છે. મનુષ્યાવતાર ધરીને જ્યારે સંસારનું સુખ ન ભોગવાય; ત્યારે જીવતર શા કામનું? પંખીઓને પશુઓ સરખા અધમ વર્ગના પ્રાણીઓ, સ્ત્રી ભરથાર તરીકેના હક ભોગવીને આનંદ પામે છે, ત્યારે આપણા સરખી અભાગણી વિધવાઓ છતે સુખે, છતે ઈલાજે, વનમાં વસનારા જોગીઓના સરખે જોગ વેઠે છે.

હું પરણીને શું સુખ પામીછું? મારી સંગાતે પરણેલી છોકરીઓ સાસરામાં વસીને પોતાના હોંશીલા પતિની સાથે કેવા વિલાશ ભોગવેછે? મેં રાંડે સાસુ સસરાનાં પુરાં મહોડાંએ ન જોયાં; લાંબો ઘુંઘટ તાણીને સાસરામાં ફરવા હરવાનો તો ઓરતો રહી ગયો. મધુરૂં મધુરૂં બોલીને સ્વામીનાથનું મન રીઝવવાના કોડ મનમાં રહ્યા. આવી સુખની ત્રષણામાં મારા સરખી બાળ રાંડથી સંસાર ત્યાગ કરી વૈધવ્ય ધર્મ કેમ પળાય ? યુવાનાવસ્થા ઉતરવી એ ઘણી મુશ્કેલ વાત છે. મહંત રૂષીઓ અને વનમાં કોઇનો સંગ ન કરીને વસેલા એકલશૃંગિઓ પણ ઈશ્વરીમાયા આગળ પોતાના નિયમથી ચ-

લિત થયા છે. ત્યારે આપણે મનુષ્ય જાત તે શી ગણુતી માં! મારા મનમાં નાનાં પ્રકારનાં સંસારિક વિકારો વારંવાર ઉભા થાય છે. પણ નીતિરૂપી અંકુશથી તેને દાબી નાખું છું. યુવાવસ્થાનો સમય સાચવવો એ ખરાખરીનો ખેલ છે. વનમાં વસીને સન્યાસીઓ તપશ્ચર્યા કરેછે, પણ જો તેઓ બાળ વયમાં સંસારી લોકના સમુદાયમાં વસીને તપશ્ચર્યા કરે તો ખબર પડે.

અરે! સખિ, મેં તે પેલા ભવમાં શાં અઘોર પાપ કર્મ કર્યાં હશે? કાંતો લીલા પીંપળા કપાવી, ગરીબ લોકને દુભાવીને, નિશાશા લીધા હશે? કાંતો કાળા તલ ચોરી, નિર્દોષ બાળકોને રડાવીને મેં ફાળ પાડી હશે! કાંતો મેં તુળશીના વન કપાવી, સંતપુરૂષોને સંતાપીને તેમનો શ્રાપ લીધો હશે! એ વગર મારી આવી અવસ્થા કેમ થાય? અરેરે! સસારનું ખરૂં સુખ, પરણીને પ્રીતમની સાથે કલોલ કરવી, એમાં છે, એવું સુખતો મેં સ્વપ્નામાં પણ ના દીઠું.

આપણી વેદનાનો આભાસ આપણા મા બાપોને શું નહી આવતો હોય? પુરૂષ બેચાર, વખત પોતાની સ્ત્રીઓ મરી જાય તો પરણે ને સ્ત્રીઓ રાંડે તો તેને સંસાર ત્યાગ કરાવી, કાળાપાણીએ ચડાવવી; એ કેવો જુલમ? ખચીત તે શાસ્ત્ર બાંધનારા રૂષીઓએ મોટો પક્ષપાત કરી વીધવાઓના હક લુટી લીધા છે. હે સખી, આપણો અવતાર આવી અવસ્થામાં કેમ જશે.

ગોદાવરીએ કમળાને છાતી સરખી ચાંપીને ઘણી ધીરજ આપી. તેણે સમજાવ્યું કે ઈશ્વરે જે ધાર્યું હશે તે થશે, એમાં આપણો કાંઇ ઈલાજ નથી. માથે શીગ-

ડાં આપે તેપણ ભોગવવાં, ઈશ્વર કરે તે સારૂંજછે. એમ માનીને સંતોષ રાખવો. સંતોષ અને ધીરજ એ સ્ત્રીની લોકોનું ભુષણછે. તું ડાહીછુ; એટલે તને મારે શું કહેવું? જોને! હું મનનો સંતાપ મનમાં રાખીને કેવી જોયા કરૂંછું? એમાં જો આપણો ઉપાય ચાલતો હોય, એમાં જો આપણા માબાપની કારી લાગતી હોયતો કાંઈ ઉપાય થાય, પણ જે કૃત્ય આગળ માણસ લાચારછે તેનું શું કરવું? કમળએ જવાબ દીધો, બેહેન! આમ વિચારવામાં તારી મોટી ભુલછે. પુરૂષોને પુનરલગ્ન કરવાની છુટ હોય ને સ્ત્રીઓને તેવી છુટ નહોય એ અન્યાની વાત કહેવાય. ઇશ્વરની નજરમાં સ્ત્રી પુરૂષ સરખાંછે. ત્યારે પુરૂષો પુર્નલગ્ન કરી સંસારના સુખ વીલાસ ભોગવે, તેમાં તેમને દોષ નહી, ને સ્ત્રીઓ જો ફરીને લગ્ન કરે, અથવા એવો સંકલ્પ કરેતો મહા પાતક લાગે, એ ઘણો અન્યાય કહેવાય? ગોદાવરીએ કહ્યું, બેહેન કમળા, તું કહેછે તે ખરૂંછે. પણ જ્યાં આપણા માબાપો, આપણા હક લુટવા બેઠાછે, જ્યાં આપણા શાસ્ત્ર બાંધનારા કેટલાક રૂષીઓ પક્ષપાત કરીને વિધવાઓના હક ડુબાડી ગયાછે, ત્યાં આપણે શું કરવું? તેમને આપણી પીડની મોમાં હીસ્સાની ક્યાં ખબરછે? અને ખબર હશે તોપણ તેમને ક્યાં પાનો ચઢેછે? માટે પરમેશ્વરનું ભજન કરીને મન મારવું એજ ડાહાપણનું કામછે.

ઘણીવાર આ બંને બેહેનપણીઓ આવો સંવાદ કરીને પોત પોતાના ઉભરા કાહાડતી હતી. તેઓ ઘડી બે ઘડી એકાંતમાં બેસીને પોત પોતાની રૂતુ પ્રત્યેની પીડા અરસપરસ જણાવતી; ને પછી પોતાના ધંધામાં

પડી કોઈ કોઈ વાર તેઓ સંકટ પણ ભુલી જતી, પણ કમળાનું મન ઘડી ઘડીમાં ઊભરાઈ આવતું; ને તે વિચાર સાગરમાં પડી ગળકાં ખાતી હતી.

વાત કરતાં કરતાં વરષારૂતુ આવી પહોંચી. કમળા કુમારી નદી કીનારાપર આવેલા જરૂખામાં બેસીને એક દીવસ આકાશમાં જોતી હતી. એટલામાં એકાએક વરસાદ ચઢી આવ્યો તે જોઈને તેને પોતાની પીડાનો જુસો ઉભરાવવા માંડયો. તેથી જુસ્સામાં ને જુસ્સામાં બોલી, અરે? બહેની? તું જોતો ખરી, આ કેવો વરસાદ ચઢી આવ્યોછે.

ઈંદ્રવજ્રા.

ઓ બેનિ! જો આ વરસાદ આવ્યો,
ભોગી જનોને મન એજ ભાવ્યો;
જોગી ગુફામાં વસતા જઈને,
રોગી રડું હું ઘરમાં રહીને.

અરે? દૈવ! મને એકે રૂતુમાં કેમ શાંતી થતી નથી? શિયાળાની શીતળ અને ઉનાળાની ઉગ્ર તાપવાળી રૂતુમાં મને અંત્યંત વ્રેહાઅગ્નિ દમતો હતો, ત્યારે મેં જાણ્યું કે વરસાદ પડવાથી મારૂં મન શીતળતા પામી શાંત થશે, પણ આ રૂતુ તો ઉલટી મને પીડા રૂપ થઈ પડીછે. અરે? આતો હવે વરસાદ પણ પડવા લાગ્યો.!

ઈંદ્રવજ્રા.

જો! આ પડેછે વરસાદ જોરે,
બેની! બળુંછું વરસાદ કેરે;
રે! હાથિઆ તેં દહના હઠાર્યો?

કાં બાળવાને વિર આજ આવ્યો!

અરે! બપૈયા, આ રૂતુમાં પણ તું મારો શત્રુ થઈ પડયો કે? તું ક્યારનો નિર્લજ થઈને પીઉ, પીઉ કાં પોકાર્યા કરેછે? તને પીઉ મળેછે, પણ મારે એવી આશા ક્યાંછે? હવે તો હું ઝેર પીઉં ને પ્રાણ ત્યાગ કરૂં તો આવતા ભવમાં કદાચ પીઉ મળે; પણ એ કેમ બને વારૂ?

ઇંદ્રવજ્રા.

પીઉ પિઉ નિર્લજ કાં પુકારે,
પીઉ મળ્યાની મન આશ તારે;
પીઉ હવે ઝેર હું હાય પ્યારે!;
પીઉ મળ્યાની નથિ આશ મારે!.

રે! વર્ષારૂતુ તેં પણ ખરૂં વેર વાળ્યું! મારા સરખી વિધવાઓને પીડવા તું શા સારૂં આવી? આહાહા ! આ ગોમતી નદીનું નિર કેવું ઊછાળા મારેછે? અરે! એનો વેગ તો જુઓ! મારા પડોશમાં રહેનારી ગોમતી! આજ તું આટલા જોરમાં ઊછાળા કેમ મારેછે? જરા ધીમી પડ; ને મારી સુખ દુઃખની વાત તું સાંભળ. અરે તારો વેગ! ધીમો કરી હજુ તું કેમ સ્થીર રહેતો નથી? શું તું મારી અરજ સાંભળતો નથી? અરે! તું પણ નમેરી થઇ કે? હા. માફ કર બેની! હવે હુ સમજી. તારા વહાલા સ્વામી રત્નાગરનો વિજોગ તારાથી સહન થતો નથી; તેથી તેને મળવાને સારૂં તું ઊત્સાહથી તારા પ્રવાહનો જબરો વેગ કરી ઉછાળા મારતી દોડી જાયછે. હાય, હાય! ત્યારે શું? હુંજ રાંડ પતિવગરની રહી રીબાયા કરૂં છું? અરે! આ ગગડાટ શાનો થાયછે? શું? એ નદી કીનારાની ઝાડી-

માં વાઘ અથવા સિંહ ગર્જના કરીને મને ડરાવેછે? નાના, એતો કામવિકારની મારી ભ્રમણાછે!

ઈંદ્રવજ્રા.

જો! આ દિસે જંગલ કેરી ઝાડી,
એમાં વસે વાઘ વરૂ અનાડી;
આ દેહરૂપી વનમાં તડૂકે,
કામાદિ વાઘો સખિ રોજ કુદે!

અરે! જીવ! પેલું શું? દેખાય છે? શું એ ચકવા ચકવીનું જોડું છે? શું? એ નદીપર લીલી હરીયાળી સરખા કુદરતી ગલીચા ઊપર બેશીને ભોગ વિલાસ ભોગવેછે? હા. એ ખચીત એમજ જણાયછે. ઓ ભાગ્યશાળી ચકવા ચકવીનાં જોડાં, તમને ધન્ય છે! તમારા અવતારને ધન્ય છે! કે તમે નર માદાનું ખરૂં સુખ ભોગવોછો! ધન્યછે, તમારાં જોડાંને કે તમે ઘડી એક પણ વિજોગ ભોગવી શકતા નથી! અરે! આ રાયણની લતામાં શેનો માળો જણાય છે? આહાહા! આ શુંદર પક્ષીઓ એક બીજાની ગોદમાં ભરાઇને કેવાં બેઠાં છે? મારે એવો લહાવો હવે લેવાનો છે? હું અભાગણી મનુષાવતાર પામીને શું સુખ પામીશું? અરેરે! દૈવ. હવે હું શું કરૂં? આ રૂતુમાં હીંડોળાખાટે હીંચવાનું મને ઘણું મન થાયછે. પણ વિધવાથી કેમ હીંચાય? મારી ભાગ્યશાળી સખીઓ પોતાના હોંશીલા કંથ સાથે સોગઠાંબાજી ખેલીને કેવો લહાવો લેછે?

આવી વર્ષારૂતુની મેઘલીરાત મળી હોય, દેડકાં ડરાં, ડરાં બોલતાં હોય, મોર બપયા ટીહુક, ટીહુક ને પીઉ પીઉના મધુરા શબ્દ લલકારતાં હોય, આકાશમાં ગગડાટ ને વીજળીના ચમકારા થતા હોય, ઝરમર ઝરમર

વરસાદ વરસતો હોય ; ત્યારે રંગીલા પતિની સાથે ખાટે હિંચતાં હિંચતાં મધુરા સ્વરથી મલાર ગાયો હોય તો કેવી મજા પડે? પણ નશીબમાં નહી એ વાત કેમ બને? શું મેં ડાબે હાથે ગોર પુંજી હશે! શું મેં વ્રત કરવામાં કંઈ કચાશ રાખી હશે, કે હું સ્વામીનું સુખ ન પામી? જોને નવા નવા વસ્ત્રાલંકારો પહેરીને રૂમઝુમ, રૂમઝુમ કરતી કન્યાઓ ગોરપુજન કરવાને તથા ખાંતીલો પતી પામવાને હર્ષાતુર ચહેરે કેવી જાય છે? હવે દીપોત્સવી નજીક આવવાથી કોઈ નવી પરણેલી સુંદરીઓ સાસરામાં સ્વામીનું સુખ ભોગવવાને આશાતુર ચહેરે કેવી જાય છે. કોઈ કોઇ સધવાઓ કપાળમાં ચાંલ્લો ચોડીને તથા હાથમાં સોનાથી મઢેલો હાથીદાંતનો ચુડો પહેરીને દેવ દરસન કરવાને જાય છે; તો કોઈ વળી પાણીની હેલ માંથે લઈને હંસની ચાલ ચાલતી પનઘટપરથી મલપતે મુખડે કેવી આવે છે? અરેરે! મારાં નશીબ કેમ ફુટી ગયાં હશે?

ગરબી.

શૃંગાર સજી સાસરડે જાયે, સહીયર મુજ સમાણીજી;
દેખી દીલમાં અગ્નિ થાયે, આંખમાં ભરતી પાણીજી. ૧
કોઇતો ગોર પુંજી વર માગે, સાહેલડી મુજ સરખીજી;
કાયા કોમળ કરમાએ આગે, રાચી ન નાથને નિરખીજી. ૨
ભરથાર સાથે ભાવથી ભેટિ, લેતી રતી સુખ કોડેજી;
નાઠી આશાઓ મુજ છેટી, ફરતી માથે ખોડેજી. ૩
કોઈ અગાશીમાં ચાંદની રાતે, ગાય સતાર વગાડીજી;
સેલ કરે નિજ સ્વામીસંગાતે, કોઈતો બાજી માંડીજી. ૪
કોઈ સારૂ ઘરચોળું પહેરી, દોડતી દરસન કરવાજી;

કોઇતો ચુડો પહેરી સુનેરી, જાયછે પાણી ભરવાજી. ૫
મારી આંતરડી બળતી લાયે, જાયે ન જીવડો પાપીજી;
ઘટમાં ઘેલા તુરંગ થાયે, દોડતી પુરવા વાપીજી. ૬
ફાંસો ઘાલું કે સતિ બનું હું, પીઉ અફુતેલ ઘોળીજી;
નીતિ બગાડું કે નહાશી હું જાઉં, ખાંતીલો વર ખોળીજી. ૭
વારંવાર હું વારીને રાખું, મનડું કેમ બગાડુંજી;
કુળવાણીના ઉપર કાળું, લાંછન કેમ લગાડુંજી. ૮
માત પિતા તમે ક્રૂર બનીને, ફેકટ શીદ સંતાપોજી;
દીકરીઓને ઝેર જાણીને, ગળથુથીમાં આપોજી. ૯
નિર્દય બની શીદ લોછો નિશાશા, ખોળી આપો વરખાંતેજી;
વિધવાઓની ઉઘડે આશા, જલદી થાય સુખ જાતેજી ૧૦
અબળાઓ અતિ આશીષ દેશે, લેસે ઓવારણાં પ્રિતેજી;
ભવાની કવિતા કાજુ કરશે, પુનર્લગ્ન વખતેજી. ૧૧

## પ્રકરણ ૧૭ મું.

કમળાના રંડાપાથી વિવેકસાગરના તથા પદમાવતીના મનમાં રાત દહાડો ચિંતા પેઠી હતી; તે જેમ જેમ ઉમરમાં અને યુવાવસ્થામાં વધતી ગઈ, તેમ તેમ તેમના મનમાં ચિંતાએ વધારે ઘર કર્યું. પરમેશ્વરે "દીકરીએ દીવો" પણ ન રાખ્યો! દીકરી દીધી તે આવું દુઃખ દેખાડવાનેજ માટે? બિચારી કમળાના દહાડા આવી અવસ્થામાં કેમ નિકળશે? આવા વિચારથી વિવેકસાગર અહો નિશ શોકાતુર રહેતો. પદમાવતીના મનમાં પણ પાર વગરની પીડા હતી. જે દીવસથી કમળા રાંડી, તે દીવસથી સારૂં ખાવાની, સારૂં ઓઢવા પેહેરવાની અને કોઈ સાથે હાસ્ય વિનોદ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી- કમળાને બદલે

પોતે ખુણો પાળીને દીલગીરી ભરેલા દહ'ડા ગુજારતી હતી, પણ કરે શું? ઈશ્વરી કાયદા આગળ તેમનું જોર કશું ચાલતું નહોતું. તેમના વિચાર ઘણે દરજજે સુધરેલા હતા. તે છતાં ન્યાત જાતની ધાસ્તિ તેમના મનમાં પુરણ હતી. તેથી પુનરલગ્ન સરખા રીવાજની પહેલ કાઢી શકતાં નહોતાં. તેઓ જાણતાં કે કમળાની પેઠે ચોરીમાંથી જે અભાગણી છોકરી રાંડે, જેણે સંસાર વહેવારનું સુખ અલ્પ પણ જોયું નથી; એવા કાચી ઉમરમાં વિધવા પણું પામેલી કન્યાને પુનરલગ્ન કરાવતાં શાસ્ત્ર તરફની કશી હરકત નથી. આવી હાલતમાં આવેલી વિધવાઓને વરવાને પારાશર સરખા પરમ પવિત્ર રૂષીઓએ સાફ આજ્ઞા આપેલીછે. તે પણ તેઓ સારી રીતે સમજતા. પણ કરે શું? જ્યાં દેશ રાજાની અને ન્યાત જાતની બંધી, જ્યાં આવા પુનરલગ્ન સરખા લાભકારી રીવાજની સામે હજારો વહેમી ને અજ્ઞાન લોકો ઉભેલાં, ત્યાં તેમનું શું ચાલે? તેમની કશી કારી નહી ફાવવાથી તેમના મનમાં અત્યંત ગભરાટ થતો હતો.

તે વખતમાં આજની પેઠે સુધારાવાળાનો ઝાઝો સમુદાય નહોતો. કોઈ કોઈ ઠેકાણેજ સુધરેલા વિચારના હિંદુઓ મળી આવતા. પરંતુ તેમની સંખ્યા મુઠીભર હોવાથી પુનર્લગ્ન કરવાની કોઈની હીમત ચાલતી નહોતી. તેમ આજની પેઠે દરેક શેહેરમાં ભાષણો કરવાને મોટી મોટી સભાજોની પણ ખામી હતી, પણ વજીર વિવેકસાગરની તથા બીજા કેટલાએક સારા વિચારના ગ્રહસ્થોની સહાયતાથી "વિદ્યા વર્ધક"નામની એક ન્હાના પાયાપર સભા સ્થાપી હતી. તેમાં જ્ઞાન ચરચા કરવાને માટે તથા દેશની બેહેમ

ભરેલી રૂઢીઓ સંબંધી ચકચાર ચલાવવાને સારૂં દર રવીવારે કેટલાએક ગ્રહસ્થો એકઠા થતા હતા.

એક રવિવારને રોજ પ્રધાન વિવેકસાગરને ઘણું અગત્યનું કામ આવી પડવાથી સભામાં જવાનો વિચાર મુલતવી રાખીને તે બીજા કામની અંદર ગુંથાયો હતો. એટલામાં સભાના સીપાઇએ એક ચીઠી તેના હાથમાં મુકવાથી પોતાનું અગત્યનું કામ મેલીને તે સભામાં જવાને તૈયાર થયો. એ ચીઠીની અંદર શું લખેલું હતું? તે વાંચવા જોગછે.

"રા. રા. વિવેકસાગરજી જોગ."

"સાહેબ આજ સાંજના ચાર વાગ્યાને સુમારે આ-"
"પણી "વિદ્યાવર્ધક" સભાની મોટી બેઠક થનારછે તેમાં"
"વિધવા વિવાહ વિષે હુંએક અગત્યનું ભાષણ આપનાર"
"છું; તે સાંભળવાને આપણા માનવંતા રાજાજીએ અને"
"શેઠ શાહુકારો તથા અન્ય શાસ્ત્રી પંડીતોએ પણ કબુ-"
લાત આપીછે. તો તે સમયે સમાજમાં પધારવાનો પ્રયાસ ખેંચી મને માન આપવાની મેહેરબાની કરશો."

તમારો ઈ. ઈ.

(સહી) જુગલ કિશોર.

વિવેકસાગરને પોતાના કામ કરતાં આ ચીઠી વધારે અગત્યની જણાઇ. જુગલકિશોર એક ઊગતો યુવાનકવિ હતો. વિવેકસાગર વારંવાર તેની કવિત્વશકિતની કદર પીછાણતો હતો. તે તેની જાતી ચંચળાઈ અને કાબેલિયત ઊપર મગરૂર હતો. તેને ઘણી ખરી વાર પોતે આશ્રય આપતો હતો. તેવા એક ઉગતા અને પોતાના ઓળખીતા કવિના ભાષણને ઊતેજન આપવાને તે હમેશાં હોંશ

રાખતો હતો. વળી આ ચીઠીમાં "વિધવા વિવાહ"ના ભાષણનો ઇશારો કર્યો હતો, તેથી પ્રધાનને બમણી ઉલટ વધી. રાજા આદિ મોટા લોકો સમાજમાં આવે ને પોતે એ વખતે હાજર ન રહે, એ કેમ બને? તેથી સભા ભરવાનો વખત થવાથી પદમાવતી, કમળા અને ગોદાવરીને સાથે લઇને ભાષણ સાંભળવાને વિવેકસાગર ગયો. આવી રીતે તે વારંવાર પોતાના કુંટુંબને જાહેર સભાઓ અને મીલાવડાઓમાં લઇ જતાં અચકાતો નહોતો. ઘરના ખુણામાં ગોંધી રાખીને સ્ત્રીઓને અગત્યના જાહેર સુધારાથી અંધારામાં રાખવાની રૂઢીને તે ધીઃકારતો હતો.

તેઓ જ્યારે સભામાં આવી પહોંચ્યા, ત્યારે ભાષણ ચાલવાની તયારી હતી. માણુસોની ગરદીથી સભા ભરવાનું મોટું મકાન ચીકાર ભરાઈ ગયું હતું. શાહેરના ભણેલા બ્રાહ્મણો, શાસ્ત્રીઓ અને બીજા શેઠ શાહુકારોનો પાર નહોતો. સભાપતિની ખુરશીએ અલકાપુરના માહારાજા બીરાજયા હતા. તેમના જમણા હાથ ઉપર બે કુંવરો, અને ડાબા હાથ ઉપર વજીર વિવેકસાગરને બીરાજવાની જગા કરી રાખી હતી. સ્ત્રીઓને બેસવાને માટે ખાસ જગ્યા નીમેલી હતી. તેમાં આડા ચક નાખીને તેઓ બરાબર ભાષણ સાંભળે એવી ગોઠવણ કરી હતી. એક ઉંચું સિંહાસન હતું, તેપર બેસીને જુગલકિશોરે પોતાનું ભાષણ સરૂ કરવાની રજા માગી.

ભાઇઓ! આજની બેઠકમાં મેં "વિધવા વિવાહ" વિષે ભાષણ કરવાની આશા રાખી છે. હું આ સભામાં આ અગત્યના વિષય સંબંધા આગળ ઘણી વાર બોલી ગયોછું. પણ આજના બેઠકમાં તેથી વધારે છુટથી

બોલવાની મેં ઉલટ રાખી છે, તે પર સભામાં બિરાજનારા સહેબો પુરતુ લક્ષ આપશો, એવી આશાછે.

ભાઈઓ! પરમેશ્વરે આ સૃષ્ટીમાં સ્ત્રી પુરૂષ એવા બે વર્ગમાં પ્રાણીઓની ઉત્પતિ કરીછે. એકલાં માણસોમાંજ સ્ત્રી પુરૂષનું જોડું છે, એમ નથી. પરંતુ ભુચર, જલચર, અને ખગચર આદી સઘળાં પ્રાણી માત્રમાં નર, માદા એવા બે વર્ગ કરેલાંછે. પરમકૃપાળુ પરમેશ્વરે આ બંને વર્ગને એક સરખા હક આપેલા છે. તેની પવિત્ર નજરમાં સ્ત્રી પુરૂષ એ બંને સરખાં છે. તેમાં કાંઈ વધારે ઓછું નથી, પણ આ પૃથ્વીમાં પુરૂષોનું પ્રબળ જેમ જેમ વધતું ગયું, તેમ તેમ તેઓએ સ્ત્રીઓના કેટલાએક અગત્યના હક લુટવા માંડયા. સ્ત્રીને એક ગુલામની મફક ગણી તેની પાસે ગુલામગીરી કરાવવી. એવી એકલપેટા પુરૂષોએ મકસદ રાખીને તેમને પરતંત્ર હાલતે પહોંચાડી દીધી છે.

સઘળા દેશની સ્ત્રીઓ પર આવો સખત જુલમ નથી. ત્યાંની સ્ત્રીઓ ને પુરૂષોના ઘણા હક એક સરખા છે. અને તેમની તરફ તેમના પુરૂષો મમતા ભરેલી નજરથી જુએ છે. આ દેશના આગલા સમયના સમજુ લોકોએ પણ સ્ત્રીઓના હક સાચવી તેમની રક્ષા કરવામાં કાંઈ બાકી રાખ્યું નથી. તેઓ પોતાની સ્ત્રીઓને ઘણું માન આપતા, એ સાબીત થઈ ચુકયુંછે. પરંતુ દીવસે દીવસે વખતના બદલાવા સાથ પુરૂષોની પ્રકૃતી પણ બદલાતી ગઈ, અને તેની સાથે તેમણે સ્ત્રીઓના ખરા હક છીનવી લેવાની કોશીશ આગળ ચલાવી. આપણા શાસ્ત્ર કરતાઓએ સ્ત્રીઓને અધમગણી નિંદવાની ચાલ ચલાવી, આથી વ-

ખત જતાં એમ બન્યું કે, સ્ત્રીઓ ઘણા અજ્ઞાનપણામાં આવી પડી ને પુરૂષો પણ તેવી દશાએ પહોચ્યા તેથી કેટલાએક વ્હેમ ભરેલા રીવાજો આપણામાં દાખલ થયા, અને તે જડ નાંખીને ઠરી ઠામ થયાછે. શાસ્ત્રનું કાંઇ ઠેકાણું ન રહ્યું, જુદા જુદા રૂષીઓએ પોત પોતાનો મત સ્વીકારવા પ્રયત્ન કીધો. એક રૂષીએ આમ આજ્ઞા કરીતો બીજાએ તેની વીરૂદ્ધ ફરમાન કર્યું. આવી મમતા મમતી ચાલથી હીંદુઓમાંથી ઐક્યતાનો નાશ થયો. ન રહ્યો એક સંપ, એક ધર્મ કે એક કાયદો. આવી અંધાધુંધીમાં લોકોને શાસ્ત્રપર વીશ્વાસ ન રહ્યો.તેથી સ્ત્રી પુરૂષના બંને વર્ગ અજ્ઞાન શાગરમાં ડુબવા માંડયું. લોકોએ વખત જતાં, સંસ્કૃતમાં જે લખાતું ગયું, તેને શાસ્ત્રના વચન ગણવાનું ખોટું કર્યું, અને હજુપણ આપણા લોકો તેજ પગલે ચાલતા આવ્યાછે. આથી સંસાર વેહેવારના કેટલાંક કૃત્યોને ધર્મ, કર્મ એક સાથે મળી ગયાં છે, ને શાસ્ત્ર કરતાં દેશ રીવાજને લોકાચાર વધારે પ્રબળ થતો ગયો છે, ને જાયછે.

પુરૂષ રાંડે તો બે ચાર વખત બીજી સ્ત્રી સાથે ફરી લગ્ન કરે, ને સ્ત્રી રાંડે તો સન્યાસીના સરખો અવતાર ભોગવીને પોતાનો દેહ બાળે. એવો જુલમ આજ સુધી ચાલું છે. જે ખરાબ રૂઢી અથવા ચાલ જુનો થઇને જડ ઘાલેછે, તે એકદમ તજાતો નથી. પુરૂષ એંશી વરસની વયમાં પુનરલગ્ન કરવા ચાહાયતો કરી શકે, અને સ્ત્રી બીચારી ચોરીમાં રાંડે તોપણ તેનાથી બીજો ભરથાર ન થાય. આવી અવસ્થામાં તેનાથી પોતાના દહાડા કેમ લેવાય? ભાઇઓ! તમારે ખચીત માનવું કે જેવી

ઇચ્છાઓ ને જેવી લાગણીઓ પુરૂષોને થાયછે, તેવી અથવા તેથી પણ વધારે સુખ ભોગની ઇચ્છાઓ સ્ત્રીઓના મનમાં થાયછે. તે છતાં તેમને ફરીને વરવાની રજા નહી એ મોટી અન્યાયની વાતછે. આથી લાખો બાળરાંડો આપણા દેશમાં કાળાપાણીએ ચડીને આપણને શ્રાપ દેછે. તેમના મા બાપો પોતાની છોકરીઓની પીડાથી મુંઝાઇ જાય છે. તેઓ છતે ઉપાયે કષ્ટ વેઠેછે. પણ તેમનાથી આવો લાભકારક રીવાજ કાઢવાની હીમત ચાલતી નથી. ભાઇઓ! તમે તમારા મનમાં યાદ રાખજો કે જ્યાં સુધી આપણા હિંદુઓમાં પુનરલગ્ન થશે નહિ. ત્યાં સુધી આપણું સારૂ થવાનું નથી.

આજ પણ આપણી ઘણી ખરી ન્યાતોમાં પુનર્વિવાહ થાયછે. આજ કેટલીએક ન્યાતોમાં નાતરાં કરવાનો રીવાજ ચાલેછે, પણ તેમની નિંદા કોઈ કરતું નથી. ત્યારે આપણે એવા લાભકારક રીવાજને શા વાસ્તે આપણી ન્યાતમાં દાખલ ન કરીએ? તમારામાંના કોઈ કહેશે કે પુનરલગ્ન કરવાનો રવૈયો આગળ આપણી ન્યાતોમાં કયાં હતો? આપણા બાપ દાદા "પુનર્વિવાહ" કયાં કરતા કે આપણે કરીએ? તેમને જવાબ આપવો તૈયાર છે. આપણા દેશમાં પુનરલગ્ન કરવાના દાખલા અગાડી ઘણા બનેલાછે. તેમાંના કોઈ કોઈ તમારી જાણને ખાતર યાદ કરૂછું. જ્યારે રામચંદ્રજીને હાથે લડતાં રાવણ રણમાં પડયો, ત્યારે તેની સ્ત્રી મંદોદરીને વિભીષણની સાથે પુનર્વીવાહ કરવાની રામે રજા આપી હતી. વૈષભદેશના નળ રાજાના સમાચાર જયારે ન મળ્યા, ત્યારે દમયંતિના પીતાએ તેને બીજીવાર પરણાવવાને માટે મોટા આડં-

ભરથી સ્વયંવર રચ્યો હતો. વળી જ્યારે જ્યારે ઈંદ્ર પડે છે, ત્યારે ત્યારે જે જે નવા ઈંદ્ર ઇંદ્રાસનપર બેસેછે, તેમની સાથે એકની એક ઈંદ્રાણી વખતે વખત પુનર્લગ્ન કરેછે. આ શું કહેવાય? રામચંદ્રજી સરખા મહંત પુરૂષો જેને હિંદુઓ ઈશ્વરનો અવતાર ગણે છે, તેમણે જ્યારે મંદોદરીને ઉપદેશ કરીને ફરી લગ્ન કરવાની આજ્ઞા આપી; એ જાણીને તમે શું કહેશો? ઇંદ્રાણીને દમયંતી સરખી પતિવ્રતા સ્ત્રીયોએ પુનરલગ્ન કરતાં પાપ ન ગણ્યું, ત્યારે તેમાં પાપ હોય એમ માનવું એ કેવળ મુર્ખાઈનું કામછે.

વેનરાજાના મનમાં વિધવાની વિપતીનું ખરૂં ચિત્ર થયું હતું, તેથી તેને પોતાના રાજમાં પુનર્વિવાહ કરવાનો રવૈયો ચાલ્યો હતો. ભાઈઓ! આગલા વખતમાં માણુસોની લાંબી આવરદાઓ હતી, તેઓમાં બાળલગ્ન નહોતાં થતાં, તેઓ પોતાનાં છોકરા, છોકરીઓને મોટી ઉમરે પરણાવતાં, તે છતાં તેમનામાં પુનરલગ્ન કરવાનો ચાલ હતો. તો આપણે એ ચાલ શા માટે ન પકડવો. આજ માણુસનું મરણ મગલાં હેઠછે. આજ ઘેર ઘેર બાળ લગ્નો થાયછે. આજનો વખત હળાહળ કળીયુગનો ચાલેછે. તેવા બારીક વખતમાં આપણે ખોટી હઠ પકડીને બેસીયે તે આપણને યોગ્ય નથી. મારા વિચાર પ્રમાણે આગલા સતયુગો કરતાં આ કળીયુગ વધારે સારોછે. આગલા વખતમાં વિધવા સ્ત્રીઓને વધારે છુટ હતી તે વાત ખરીછે. પણ તે છુટ કરતાં પુનરવિવાહ કરવાનું હું વધારે પસંદ કરૂં છું. એક વિધવાને જો કાંઇ સંતાન ન હોય તો તેને પોતાના દીયરથી પુત્ર ઉતપંન કરવાની રજા હતી! એક વિધવાને

પોતાની નાતના ગમે તેવા પુરૂષની સાથે એકાદ સંતાન થાય ત્યાં સુધી ઘર સંસાર ભોગવવાની છુટ હતી! અને એવા જે પુત્ર ઊત્પંન થાય તેને "પુનર્ભ" કહેતા. આવા રીવાજ કરતાં શું તમે પુનરલગ્ન સરખા નિતિવાળા રીવાજને સારો નહીં માનો? એવા ચાલ ચાલતા હશે તે વખત કરતાં આ કળીયુગને તમે શ્રેષ્ટ નહી ગણો? ખચીત તેમ માનીને તમે તમારી સ્મરણશક્તિ સારે મારગે વાપરશોજ. ભાઇઓ તમે તમારા મનમાં એવી શંકા નહી કરશો કે પુનર્લગ્ન કરવાં એ શાસ્ત્ર વિરૂદ્ધછે. મારૂં બોલવું કેવળ શાસ્ત્રાર્થછે. એમ હું તમારી આગળ સાબીત કરવાને તૈયારછું.

અત્રે એકઠા થયેલા વિદ્વાન વિપ્રો! તમારા પુર્વજોએ, જે નીયમ બાંધ્યાછે, અને જે નીયમોના "વચન"પાળવામાં તમે મોટું પુણ્ય માનોછો, તે રૂષીઓ પુનર્લગ્ન કરવાની ચોખ્ખી પરવાનગી આપી ગયાછે તે સાંભળો.

मृतेन्यस्मैप्रदातव्यामृत्येसप्तपदात्पुरा.

એટલે "ચોરીએ ચડ્યા પહેલાં જેનો વર મરી જાય, તે કન્યાને ફરીથી પરણાવવી." આવો કેટલાએક રૂષીઓનો મત છે. તેથી પણ જરા આગળ ચાલોતો બીજા વિદ્વાન રૂષીઓ શું કહી ગયા છે?

पुरापुरुषसंयोगान्मृतेदेयेति केचन.

"પુરૂષનો સંગ થયા પહેલાં જે કન્યા રાંડે તેને ફરીથી પરણાવવી" કોઇ કોઇ રૂષી એથી પણ આગળ વધીને કહેછે કે,

आगर्भधारणात्कन्यापुनर्देयेतिचापरे.

ગર્ભ રહ્યા પહેલાં જે કન્યા રાંડે, તેના વિધિપુર્વક ફરીથી લગ્ન કરવાં". બીજા રૂષિ કહેછે કે,

ऋतावदृष्टकन्यैवपुनर्देयेतिकेचन.

જે કન્યાને અટકાવ આવ્યો નથી તે કન્યા બીજી-વાર પરણવાને લાયકછે.

આ ઠેકાણે આપણે પવિત્ર પારાસર રૂષિના વાક્યો પણ કામના થઇ પડશે. તે રૂષીરાજ પોતાની પારાશર સ્મૃતાના ચોથા અધ્યાયમાં ત્રીશમા સ્લોકની અંદર "વિ-ધવા વિવાહ" ને માટે શો મત આપેછે; તે તમે સાંભળો.

श्लोक.

नष्टेमृतेप्रवृजीतेक्लीबेचपतितेपतौ ॥

पंचस्वापत्सुनारीणांपतिरन्योविधियते ॥ १ ॥

"જે સ્રીનો પતિ મરી જાય, નાસી જાય, સાધુ "થાય, નપુંસક હોય કિંવા વટલી જાય તે સ્રીએ બીજો "પતી કરવો."

ધન્ય છે! આવા મહાન રૂષિઓને, ધન્યછે, તેમના દ-યાળુ દીલને કે, બીચારી રાંક વીધવાઓ ઉપર દયા આ-ણીને ધર્મશાસ્રમાં આવી રીતે પુનરલગ્ન કરવાની રજા આપી ગયાછે.

દરેક સ્મૃતી દરેક યુગને વાસ્તે મુકરર કરવામાં આવીછે. તેમ આ કળીયુગને માટે પારાશર સ્મૃતી એ મુખ્યછે. તેમાં જે નિયમ કહ્યા હોય, તેમાં જે જે આ-ગના કરી હોય તે સઘળી હીંદુઓએ આ કાળને વિષે માન્ય રાખવી. તે છતાં, અરે! ઓ! ભાઇઓ, તમે પારા-શર સરખા મહંત રૂષીઓના મત સ્વીકારવાને કેમ

આગળ પડતા નથી? તમે જોઇ ચુક્યાછો કે પુનર્લગ્ન કરવાની શાસ્ત્રમાં રજાછે. પુનરલગ્ન કરતાં કાંઇ બાદ નથી.

એકવાર જો શાસ્ત્રમાં એક પક્ષ ખેંચાયતો તે વખતે પોતપોતાની બુદ્ધી અને સાસ્ત્ર એ બંને મતથી ચાલવું. શાસ્ત્ર એટલે કાયદો. એક યુગનો કાયદો બીજા યુગને માટે કદાપી બંધ બેસતો ન થાય, ત્યારે તે વેળા દેશા ચાલ, લોક રીવાજ, તથા સમયકાળને અનુસરી તે કાયદામાં ફેરફાર કરતાં કાંઇ હરકત નથી. એકલાં શાસ્ત્રના મતને વળગીને ચાલવું એ જ્ઞાની પુરૂષનું કામ નથી. " મયુખ"માં બ્રહસ્પતીનું વચન છે કે, केवलशास्त्रमुदिश्यनकर्त्तव्योहिनिर्णयः ॥ युक्तिहिनेविचारेतुधर्महानिःप्रजायते १ "કેવળ શાસ્ત્ર જોઈને નિર્ણય કરવો નહી. યુક્તી ચુકવાથી ધર્મ ડુબશે."

આતો પવિત્ર રૂષિઓ અને રામચંદરજી સરખા પ્રતાપી પુરૂસોની આજ્ઞાછે. તે આજ્ઞા તમે સ્વીકારતા નથી, એ ઘણી દીલગીરીની વાતછે. ન્યાત રીવાજ આગળ ધર્મશાસ્ત્રની આજ્ઞા તોડીને ધર્મશાસ્ત્ર પ્રમાણે અમલ કરતા નથી; એ મોટી શરમની વાતછે. અર્વાચીન કાળથી શુદ્ર લોકો પોતાની ન્યાતોમાં પુનર્લગ્ન કરતા આવ્યા છે; તે શું નર્કે જશે? ને તમે શું સ્વર્ગે જશો? તેમની શું લોકોમાં નીંદા થાયછે, ને તમારી થતી નથી? ભાઇઓ એમ વીચારવામાં તમારી મોટી ભુલછે. જેજે નાતોમાં પુનરવિવાહ થાયછે, તે નાતના લોકો જગતની બત્રીશીએ ચઢતા નથી. ને તેઓ લોકોની નિંદાને પાત્ર પણ થતા નથી. તેમની બેહેન, બેટીઓને વિધવાનું મહા સં-

કટ વેઠવું પડતું નથી. તેમનાં ટોળામાં વ્યભિચાર વીગેરે અનીતિનો સળો પેસતો નથી. તેમની બેહેન દીકરીઓની ને તેમની વહાલા આબરૂ ધોળે દહાડે ભર બજારમાં લુંટાતી નથી; પણ જે જે નાતોમાં પુનર્લગ્નનો રીવાજ નથી, તે તે નાતની વીધવા સ્ત્રીઓ કેવી અધમ ચાલની નીકળેછે? ઘણી ખરી બાળ વિધવાઓ કેવા વ્યભિચારના કુછંદમાં પડીને પાપ કર્મ કરેછે? કેટલીએક કામાંધ વિધવાઓ જોગી, જતી ને કાળી, વાઘરી સરખા અન્યવરણના હલકા પુરૂષોની જોડે કેવી નાસી જાયછે. કોઈ કોઈ તો છાનાં જાર કર્મ કરીને કેવા ગર્ભપાત અને બાળહત્યાઓના અઘોર કૃત્યો કરેછે? આ શું તમે માનતા નથી? તમે શું આવી વાતો તમારા કાને કોઈવાર સાંભળી નથી? ભાઈઓ! ખચીત, હીંદુસ્તાનમાંથી દરવરસે લાખો નિરદોષ બાળકોની ઘાત થાયછે! પુનરલગ્નનો લાભકારી ચાલ નહી હોવાથી અસંખ્યાત કુમળાં બાળકોનો નાશ તેમની વીધવા માતાના હાથથી દરરોજ થાયછે.! તેવી વીધવા સ્ત્રીઓના માત પીતાની ને સગાં વહાલાંની આબરૂ ધોળે દીવસે લુંટાયછે, તે તમે શું જોતા નથી? તે તમે શું સાંભળતા નથી? અરે! ઓ જઈન લોકો! તમે જીવ બચાવવાનો ફાંકો રાખોછો, તમે, એક જીવની ઘાત થતી હોય તો તન મન ને ધનની બનતી મદદ કરીને તે ગરીબ જીવને ઊગારોછો. તમારા ધર્મશાસ્ત્રમાં પારકી પીડા દુર કરવાનું તથા પ્રાણીઓના પ્રાણ બચાવવાનું મોટું પુણ્ય ગણ્યુંછે, તે છતાં તમે આવી બાળહત્યાઓ થતી કેમ અટકાવતા નથી? ત્યારે તમે બાપડી વિધવાઓના અંતઃકરણનો આશીર્વાદ કાં લેતા નથી? આ કાંઈ એક જીવ મ-

રવાનો સંભવ નથી. આતો અસંખ્યાત બાળઘાતો ને ગર્ભપાત થવાની વાત છે. આવી હત્યાઓ થતી તમે તમારી આંખે જુઓછો. આવા અઘોર દુષ્કર્મની વાતો તમે તમારે કાને દરરોજ સાંભળોછો. તે છતાં બિચારાં બાળકોને બચાવવાનો ઇલાજ કાં યોજતા નથી? અરે! સમસ્ત હિંદુ ભાઇઓ! આપણા શાસ્ત્રમાં ચાર હત્યાનું મહા પાપ ગણ્યું છે. તેમાંનું આ, મુખ્ય ને મોટું પાપ બાળહત્યાનું છે. માટે તમે ઉઠો ને મનમાં કાંઈ દયા લાવીને આવી બાળકોની ઘાતોનો અટકાવ કરો. ગરીબ બાળકોનો પ્રાણ બચાવો, ને વિધવા વિવાહ કરીને રાંક વિધવાઓને ફરીને વરવાની રજા આપો. તેમના બળતા અંતઃકરણના શ્રાપ લેવામાં હવે આપણું રૂડું થનાર નથી. તેમની બળતી આંતરડી ન બાળો. તેમનાપર ન ખમાય તેવો જુલમ ન ગુજારો. છતે ઉપાયે તમે વીધવાઓને સંકટ સાગરમાં ડુબાવીને હેરાન ના કરો. પુનર્લગ્ન કરવાથી બાપડી વિધવાઓ સંસારનું સુખ ભોગવીને તમને આશીર્વાદ દેશે. વિધવાઓના માત પીતાની અને સગાં વહાલાંની આબરૂ સચવાશે. પુનરવિવાહથી લાખો નિરદોષ બાળકોની ઘાતો થતી અટકશે. અને એ સઘળાનું ખરૂં પુણ્ય અરે! ઓ દેશી ભાઇઓ, તમને થશે.

જો તમે વીધવા સ્ત્રીઓનું ખરૂં સુખ ઇચ્છતા હો, જો તમે આપણા દેશની ચઢતી દશા કરવા માગતા હો. તો; આ લાભકારક પુનરલગ્ન રીવાજ પોતપોતાની ન્યાતોમાં દાખલ કરવાનું બીડું તમે ઝડપો. તો તમે તમારા બીજા અજ્ઞાન બાંધવોને પુનરલગ્ન કરવાનો ઉપદેશ આપો, તો તમે બોલીને તે પ્રમાણે બજાવવાને તૈયાર થાઓ. હે ઇ-

શ્વર! એવા દહાડા હવે તું નજદીક દેખાડ, કે જે દહાડા-
ઓમાં વિધવાઓની જુલમી બેડી તુટી ને તમામ ભરત-
ખંડમાં ઘેર ઘેર પુનરલગ્નનાં મંગળ ગીતો ગવાય! વિધ-
વાઓને મન સુખનો સુરજ ઉગે. ને તેમના સર્વ સંકટ
ટળી જાય. ભાઇઓ! હવે હું એકાદ કવિતા બોલીને
મારૂં ભાષણ પુરૂં કરીને બેસવાની રજા લઉં છું.

૫૬.

યા હોમ કરી મુજ યારો,
વિધવાની વિપત વિદારો— યા હોમ. (ટેક)
પતિ વિનાની પત્નીનેછે, ખચીત આ ભવ ખારો;
હૈયે રોજ સળગતી હોળી, ઠીક જુગતી કરી ઠારો. યા. ૧
છતે ઈલાજે રાંક છોકરી, મોત વિના કાં મારો;
બહુ વિપતના બળતામાંથી, ઉમંગ થકી ઉગારો, યા. ૨
ફરી લગન કરી હરો ફીકરને, તરત મદદ દઈ તારો;
આ સંસાર વીષે અબળાને, એ કૃત વણુ નથી આરો. યા. ૩
સ્વદેશી જન સુભ થવા સુધારો, ધીરજ મનમાં ધારો;
જુગલકિશોર કરો જય જગમાં, હવે હિંમત નવ હારો. યા. ૪

આવું અસરકારક ને છટાદાર સંભાષણ સાંભળીને સમાજના સર્વ સભાસદો અત્યંય ખુસી થયા, ને હર્ષની તાળીઓ વગાડીને જુગલકિશોરને ઘણી સાબાસી આપી. સભાપતીની ખુરશીએથી ઉઠીને રાજાજીએ ભાશણ કરતા-નો આભાર માન્યો, તથા તેની હીંમત અને ભાષણ કરવાની છટાથી પોતાનો સંતોષ જાહેર કીધો. છેવટ ભાષણ કરતાના મતને મળતાં થઇને રાજાજીએ જણાવ્યું કે ભાઇ જુગલકિશોરે વિધવાવિવાહ માટે પોતાના જે જે વિચારો જણાવ્યા છે, તે વાસ્તવિક અને શાસ્ત્રાર્થ છે.

આપણા હિંદુ ભાઈઓએ પોત પોતાની ન્યાતોમાં પુનર્લગ્ન કરવાની પહેલ કરવી જોઈએ છીએ. મારાથી બનશે તેટલી આવા શ્રેષ્ટ કામમાં મદદ આપીશ. ઠેકાણે ઠેકાણે આવા જુવાન ભાશણ કર્તાઓ પોતાનાં ભાષણથી લોકોને ખરો માર્ગ દેખાડશે ત્યારેજ આપણા અજ્ઞાન લોકોની આંખે જે વહેમ ને અજ્ઞાનતાનો પડદો નંખાયોછે; તે નિકળી જશે.

રાજાજીના મતને વજીર વિવેકસાગર તથા બીજા સમજુ લોકો મળતા થયા. ને સ્વીકાર્યા. સભામાં બોલાવેલા વિપ્રોમાંથી પણ જે જે સમજુ હતા, તેમણે પુનરલગ્ન કરવાની જરૂર જણાવી કે આવા અધમ કાળમાં ઘણા પાપકર્મનો અટકાવ કરવાને જો આ ચાલ નિકળે તો ઘણું સારૂં. પણ લોકો એક બીજાની પાછળ ગાડરીઆ પ્રવાહની પેઠે ચાલનારા હોયછે. એક પહેલ કાઢેતો બીજો તેની દેખાદેખીથી તેમ કરવાને બહાર પડે. જયારે રાજાજી તરફથી પુનરવિવાહ કરવાની સખ્તાઈ થશે, ત્યારેજ લોકો ઉત્સાહથી પુનરલગ્ન કરવાની ઉલટ પકડશે. રાજાજીએ વિપ્રોને જણાવ્યું, મહારાજો! તમે કહોછો એ સાચું છે, પણ રાજાનો ધર્મછે કે કોઈને બળાત્કારથી એકાદ ધર્મ કે રીવાજ પકડવાને કહેવું નહી. સઘળા ધર્મ અને માર્ગને પક્ષપાત વગર ચાલવા દેવા એ રાજાનો ધર્મ છે. જે સ્ત્રીની મરજી હોય તે પુનરલગ્ન કરે, જે સ્ત્રીની ઈચ્છા વૈધવ્ય ધર્મ પાળવાની હોય તે વૈધવ્ય ધર્મ પાળે. એમાં અમારાથી વચ્ચે અવાય નહી.

રાજાજીના બોલવાથી સરવે આનંદ પામ્યા. પુનરલગ્નનાં ભાષણથી સઘળી વરણના લોકોને ઘણી અસર થઈ. સ-

ભામાં પાન સોપારી વહેંચીને જુગલકિશોરે રાજા, પ્રધાન તથા સરવે સભાસદોનો આભાર માન્યો. ને સભા બરખાસ્ત કરી. લોકો જેવા સભામાંથી બહાર નીકળ્યા કે આખા અલકાપુરમાં "વિધવા વિવાહ" કરવાનો ચરચા કરવા લાગ્યા. ઠેકાણે ઠેકાણે લોકોનાં ટોળાં ઊભાં રહીને આની આજ વાત ઊચારતા હતા. કેટલીએક બાળ વિધવાઓના મનમાં છુપો હર્ષ થવા લાગ્યો. તેમના માત પિતાયોએ જાણ્યું કે કયારે "વિધવા વિવાહ" નો ચાલ શરૂ થાય ને આપણે આ ફીકરમાંથી બાહાર નિકળીએ?

સઘળા કરતાં આ ભાષણથી વિવેકસાગરના તથા પદમાવતીના મનમાં મનમાનતી અસર થઈ. તેમના મનમાં આવ્યું કે જો અત્યાર ઘડીએ કમળાનો તથા ગોદાવરીનો હાથ ઝાલનાર લાયક પુરૂષ બહાર પડેતો પુનરલગ્ન કરવાની હું પહેલ કાઢું, પણ વાંધો માત્ર વરનો હતો. એવો હીમતવાન અને સારા વિચારનો યુવાન પુરૂષ કોણ નીકળે કે પુનરલગ્ન કરવાની હીંમત ધરે? પુનરવિવાહથી અનેક આપદાઓ ભોગવવી પડે એમ હતું. નાત બહાર, જાત બહાર અને કુટંબ બહાર રહીને સ્વતંત્રપણે જો રહેવાની હિંમત હોય તોજ પુનરલગ્ન કરી શકાય. એવો સઘળી પ્રકારે શક્તીવાન અને વિદ્યામાં પ્રવીણ પુરૂશ કોણ હોય કે વિવેકસાગર તથા પદમાવતી, કમળાનું પુનરલગ્ન કરે!

કમળાકુમારીના મનમાં જુગલકિશોરની કાબેલીયત અને કેળવણીથી ઉંચો વિચાર હતો તેની સાથે પુનરવિવાહ કરવાની તેની પુરેપુરી ઇચ્છા હતી. બીજા પુરૂષની સાથે તેનાથી લગ્ન થાય એમ નહોતું. તે કેવા પુરૂષની સાથે પુનરલગ્ન કરવાને ઇચ્છતી હતી? પોતાને લાયક, વિદ્યા કળામાં

કાએલ, અને ઉંચા જ્ઞાનના હીંમતવાન નરની સાથેજ. પણ એવો નર મળવો મુશ્કેલ હતો. કમળાના મનમાં એકવાર એમ નકી થયું કે જો જુગલકિશોર કુંવારો હોય અને મારા માતપિતા મને લગ્ન કરવાની રજા આપેતો મારાં ભાગ્ય કેવાં ઉઘડે? અરેરે! આ શું બનનારછે? મારાં માત પિતા ગમે એવા સારા વિચારના હોય, તે છતાં પુનરલગ્ન કરવાની કદાપી કાળે હીમત કરનાર નથી. આવા તુરંગથી તે પોતાના મનમાં ઘણી ખિન્ન થઈ. ગોદાવરી કમળાના અંતઃકરણ વાતથી માહિતગાર હતી. તેને પણ કમળાના સરખાજ પરણવાના કોડ હતા. પણ તે કોડ ક્યારે પાર પડશે? એવો દીવસ ઈશ્વર દેખાડશે?

## પ્રકરણ ૧૧ મું.

ઘણાએક સુધારાવાળાઓમાં મોટાં મોટાં ભાષણો ભરડીને આગળ પડતા દેખાયછે, પણ જ્યારે બોલ્યા, પ્રમાણે કરી બતાવવાનો વખત આવેછે; ત્યારે જેમ ઘરના ખુણામાં ભરાઈ જાયછે તેવા નબળા વિચારનો જુગલકિશોર નહોતો. તે બોલે એટલું કરી બતાવે એવો હીંમતવાન નર હતો. તેના માબાપ ઘણા ગરીબ અવસ્થામાં હતા, તેથી તેણે વિવેકસાગરના આશ્રયવડે નહાનપણમાં સારી કેળવણી લીધી હતી. તે જ્યારે નિશાળમાં ભણવા જતો તે વખતમાંજ તેનામાં કવિતા લખવાનો કુદરતી જુસ્સો વારંવાર ઊભરાઈ જતો હતો. તેનો ગુરૂ જણાવતો કે "જુગલકિશોર વખત જતાં પોતાનું નામ કહાડશે ખરો." તે ભવિષ્ય આગળ જતાં ખરૂં પડયું. તેની વય વીશ વરસની થઈ ત્યાં તો આખી ગુજરાતમાં તે પોતાની કવિત્વશક્તિથી

જાણીતો થયો હતો. આટલા ટુંકા વખતમાં તેણે દશ સુધારા વિષે નહાનાં મોટાં ચોપડી ચોપાનીયાં છપાવી બહાર પાડયાં હતાં. ઠેકાણે ઠેકાણે જાહેર ભાષણો આપીને તેણે સુધારાનો જુસ્સો ઉસ્કેર્યો હતો. આથી તેની ખ્યાતી દીવસે દીવસે પ્રસરાતી ગઈ. તેનામાં કવિતા લખવાની છટા તથા શક્તિ ઘણી સારી હતી, તેથી તેને સારા સારા ઉમરાવો અને ગુણીઅલ રાજાઓ પોતાને ત્યાં તેડીને ઈનામો વિગેરે આપી ઉતેજન આપતા હતા. તેથી તેનું મન કવિતા લખવા તરફ વધારે ખેંચાયું હતું.

જુગલકિશોરને અમલમાં આંધળા થએલા અજ્ઞાન અમલદારના તાબામાં રહીને નોકરી કરવાનો સ્વભાવીક તીરસ્કાર હતો. વિવેકસાગરે તેને રાજ્યખાતામાં સારા દરજ્જાપર ઠેકાણે પડવાને ઘણુંએ સમજાવ્યો, પણ તેણે ઉપકાર સાથે તે માગણીનો સ્વીકાર કરયો નહોતો. તે પોતાના મિત્રોને કહેતો કેઃ—

પદ.

દેહ ભાડે આપીને દમડા, લાખ્ખં કદાપી લીધા;
માણસ મન તરંગો મોંઘા, દાસપણામાં દીધા.
ખુદા ખોટારે, કીમત નથી કેમ કળાતી. ૧
ચારો છુટપણામાં ચરવા, ભુરસમાં પણ ભમતાં;
સેવકપણુના મુળ સહેવાસે, ગુણ ગુલામી ગમતા.
ખુદા૦ ૨

વિવેકસાગર આવા કારણથી ઘણી ખરી વેળા, જુગલકિશોરને આશ્રય આપતો હતો. જુગલકિશોર જો કે ગરિબ હતો; પણ ઘણો જ્ઞાની હતો તે પઈસામાં મુદ્દલ સુખ માનતો નહોતો. મોટા મોટા અધીકારમાં અને રા-

જયપદવીમાં પણ તે દુખજ જોતો. તેના વીચાર જાણવાને તેના મીત્રો વારંવાર પુછતા કે, કવિરાજ, ખરૂં સુખ શેમાં હશે? ત્યારે તેના જવાબમાં તે આ કવીતા લખીને પોતાના ખરા વિચાર જણાવતો હતો.

ચોપાઇ

કોણ હશે? સુખીયા કવિરાજ, એ મુજને સમજાવો આજ;
કવિ કહે સુખીયાંછે કોઇ, રહે ઘણા મુરખ જન રોઇ. ૧
ધનવંતા પૈસાના ધણી, ઘટમાં પીડા વેઠે ઘણી;
દૂર થકી સુખીયાં દેખાય, લગભગમાં દુખિ તે લેખાય. ૨
મિલ્કત, સાહબી ને મ્હેલાત, ઘણા રૂપાળા સુખના ઘાટ;
હય, હાથી ઝાઝા રથ હોય, તે સાચા સુખીયાં નહિ તોય.
સ્વપ્ને રાજાને નહિ સૂખ, ભયથી ઉલટી નાસે ભૂખ;
તન, મનની પીડાનો તાવ, દુઃખનો આપેછે દેખાવ. ૪
ગરીબ સુખીયાં કેમ ગણાય, દેખીતી હાલત દુખદાય;
પેટ તણી મોટી પંચાત, રળવાની પીડા દિન રાત. ૫
સારૂં ખાવાના સંતાપ, ટાઢ ખમે ને વેઠે તાપ;
ઘર વિના રઝળે ઘરબહાર, ભૂર સમાન ઉપાડે ભાર. ૬
હું જાણું તે સુખિયા હશે? વનમાં જે એકાંતે વસે;
તે પણ દુખિયા દીઠા ત્યાંય, ધન ભાળી હરવાને ધાય. ૭
જિભે નામ હરિ રામનું જપે, ખપ્પરમાં આવે તે ખપે;
કથા તથા કિર્તન બહુ કરે, મારૂં મારૂં કરીને વળિ મરે. ૮
ફિકર ન મેલે છતાં ફકીર, પીડ સહેન બનીને પીર;
સંત છતાં ન તજે સંતાપ, એવા છે સુખીયાં શું આપ. ૯
જોગિ જતિ પણ દુખીયા જાણ; કેમ કરે તે નિજ કલ્યાણ;
લાલચમાં પોતે લપટાય, મૂરખ ડુબે માયા માંય. ૧૦
હવે કોણ સુખીયા નર હશે? વિશ્વ બધીમાં દુખિયા વસે;

જયાં જોઉ ત્યાં છે જંજાળ, જગત વિષેછે દુઃખની જાળ.
સુખિયો તે જેને સંતોષ, કુદરતિ વિદ્યાનો ધન કોશ;
ખટપટમાંથી આઘો ખસે, વળતી જે એકાંતે વસે. ૧૨
જાણે આ જુઠી જંજાળ, કુદરતિ ફરતો ધારે કાળ;
ભવાનિ પછી ભજે ભગવાન, જગત વિષે સુખીયો એ જાણ.

જુગલકિશોરને તેના માત પિતાએ કિશોરવયમાં પરણાવ્યો હતો; પણ નસીબ જોગે હમણાં થોડા માસ થયા તેની વહાલી સ્ત્રી ક્ષયના ભયંકર રોગથી મરણ પામી હતી. જ્યાંસુધી તેની અર્ધાંગના મરણ ખાટલે રહી ત્યાં સુધી તેનું પડખું મુકીને જુગલકિશોર ઘડીએક દુર ગયો નહોતો. જ્યારે તેની સ્ત્રી મરણ પામી ને તેને બાળવા લઈ જવાની તઈઆરી થઇ, ત્યારે જેમ ઘણા લોકો માથે લાલકસુંબાની પાઘડી ઘાલેછે, કપાળે કંકુનો ગાજરીઓ ટીલો કરેછે; ને વરરાજાની પેઠે વસ્ત્રાલંકાર પહેરીને તે વખતે કંસાર જમે છે તેમ કરવાને તેનાં સગાં વહાલાંએ ઘણી સમજુતી આપી, સ્ત્રીના શબ પાછળ સમશાનમાં જતો અટકાવવાની કોશીસ કરી, પણ આ યુવાન કવીએ કોઇનું કહ્યું માન્યું નહી. ત્યારે એક બે વૃદ્ધ સાગાએ ડાહ્યા થઇને ડોળવા માંડયું, ભાઈ જુગલ, તું કાંઈ સમજતો નથી. અમને આમ છેક ગાંડા કહાડે એ ઠીક કહેવાય નહી. આ તારૂં ડહાપણ કહેવાય કે? તું તો હવે છેક સુધરી ગયો. આપણી ન્યાતમાં કોઇએ પોતાની સ્ત્રીનો શોક પાળ્યો છે કે તું આજ નવી રીત કરવા બેઠો છું? ઘેર નાહી નાંખ, ને કંસાર જમીને જરા શુકન કર. આજ તો તારે ખુસી રહેવું. સ્ત્રી મરી તો બલા લેતી ગઈ. કહીશ તો કાલ સવારે એકને બદલે બે દેવાંગના સરખી

સ્ત્રીઓ લાવીને બેસાડશું. હવે જુગલકિશોર ગુસે થઈને પોતાનાં સગાં વહાલાંને વધારે બોલતાં અટકાવીને બોલ્યો, અરે! મારાં સગાં વહાલાંઓ! અને નાતિલાઓ! તમારા મહોડામાંથી આવાં વચનો સાંભળવાની આશા મેં રાખી નહોતી આપણે માણુસ છીએ તેથી માણુસપર મમતા રાખવી એ આપણો ખરો ધર્મ છે. સ્ત્રીઓનો અને પુરૂષોનો જીવ સરખોછે. સ્ત્રી મરે તે દીવશે હુલાસમાં રહીને તેનો શોક ન પાળવો, એ સરખો ઘાતકી વીચાર બીજો કયો હોય? એક પાળેલું જાનવર મરી જાય, એક ખરીદેલી વસ્તુ નાશ પામે કિંવા ગુમ થાય, તેનો તેના ધણીને પાર વિનાનો શોક થાયછે; તો આતો પોતાની સ્ત્રી કહેવાય, તેના મરણથી તેના ભરથારને કેટલી દીલગીરી થવી જોઈએ? જેના દિલમાં તેની સ્ત્રીના મરણથી જરાપણ શોચના થતી નથી; તે પુરૂષ ઘાતકી દીલનો સમજવો. માટે ભાઈઓ હું તો મારી અર્ધાંગનાના સબને મારે હાથે દાઘ આપીને ઘટતી ક્રીયા કરીશ.

આવા વ્યાજબી તકરાર અને હઠ કરીને આ જુવાન કવી પોતાની સ્ત્રીની છેલ્લી ક્રીયા પોતાને હાથે કરી આવ્યો ને ઘણા દીવસ સુધી તેણે પોતાની વહાલી સ્ત્રીનો શોગ પાળ્યો. તે એટલા સુધી કે અગત્યનાં કામ સિવાય તે કદાપી બહાર પણ નીકળતો નહોતો. હમણાં થોડાં અઠવાડીયાં થયાં તેના મિત્રોના તથા સગાં વહાલાંના અતિ આગ્રહથી તેણે જરાજરા બહાર નીકળવા માંડયું હતું. તો કોઈ કોઈવાર જાહેર સભામાં ભાગ લેવાને પણ આવતો હતો.

જુગલકિશોર રંડાયો કે તુરત તેના સગાં વહાલાંએ

મળીને તેના ફરીથી લગ્ન કરવાનો વિચાર કીધો. પણ જુગલકિશોરે તેમને પરણુવાની મોઢે ચઢીને ના કહી હતી, ત્યારે શું તે પરણુવાનો નહોતો? જુગલકિશોરની વય હમણાં ચોવીશ વર્ષની હતી. તેટલી નહાની વયમાં શું તે બીજીવાર પરણ્યા વગર રહે? તેની સરખી ઊંમરના જુવાનો તો કન્યાની અછતને લીધે કાચા કુંવારા રહેલા હોય છે, ત્યારે જુગલકિશોર તેનાં સગાં વહાલાને બીજી વાર લગ્ન કરવાની ના કહેતો હતો. તેમાં કાંઈ માતેબર કારણો હોવાં જોઈએ. એવા મજબુત કારણોમાંનુ પ્રથમતો એ હતું કે "મારા લાયકની કન્યા આ વખતમાં મળવી મુસ્કેલછે." સરખા સ્વભાવના જોડાં વગર આ સંસારમાં સુખ મળવાને બદલે ઉલટું અસહ્ય દુઃખ વેઠવું પડે છે, તે જુગલકિશોરથી અજાણ્યું નહોતું. બીજું મોટું કારણ વિધવાવિપતીનું તેની આંખ આગળ ઉભું હતું. પુરૂષો રંડાયતો તેનાથી પુનરલગ્ન થાય ને સ્ત્રી રંડાય તો આખો જનમારો દુઃખમાં વેઠવો પડે, એ મોટો અન્યાય કહેવાય. સ્ત્રી પુરૂષના પરણુવાના હક સ્વભાવિક રીતે સરખા હોવા જોઈએ. ત્યારે બાપડી રાંક વિધવા ઊપર મુરખ લોકો આવો જુલમ કેમ ગુજારેછે? બિચારી બાળ વિધવાનો અવતાર કેમ જતો હશે? વિધવાઓને ફરી લગ્ન કરવાની શાસ્ત્રમાં હરકત નથી, ત્યારે તેવી બાળરાંડોને પરણાવવામાં કેમ આવતી નથી? આ શું પુરૂષોની એકલપેટાઈ નથી?

આવા તરંગોથી તેણે બીજીવાર કુંવારી કન્યા સાથે લગ્ન કરવાની પ્રતિજ્ઞા લીધી. આ વિચાર તેના જો કે વ્યાજબી હતા, પણ તે પોતાના કોઈ મિત્ર આગળ કોઈ વાર જણાવતો નહોતો. પોતાના સગાં વહાલાંને પણ

ખબર નહોતી કે જુગલકિશોર પરણવાની કેમ ના પાડે છે? હમણાં જ્યારે તેણે "વિધવા વિવાહ" વિષે ભાષણ કર્યું, ત્યારે તેના કેટલાએક અંતઃકરણના મિત્રોએ જાણી લીધું કે ભાઇ સાહેબના મનમાં તો વિધવાઓના સંકટ તોડવાનો વિચાર ભરાયો છે. તેથી કદાચ તેની વિધવા સાથે વિવાહ કરવાની મરજી હશે. અને તે ખરૂં પણ હતું તે કોઇ ખરા કારણ વગર બોલે તે પ્રમાણે બજાવ્યા વગર એ કે કામ હાથમાં લેતો નહોતો, તેથી પોતાના મનના ખરા ઉભરા તેણે આ ભાષણમાં કાઢ્યા હતા. તેણે સારૂ બતાવી દીધું હતું કે પુનરલગ્ન કરવાં એ શાસ્ત્રાર્થ છે. તેના હાથમાં આવા રિવાજની પહેલ કાઢવાની તક આવી હતી. તે કેમ જવાદે? પોતાને વાસ્તે, નહીતો બાપડી વિધવાઓને માટેજ, પણ તે હવે આગળ પડયા વગર રહેનાર નથી, એવું તેણે મનમાં સિદ્ધાંત કર્યું હતું. બીજા લોકોને મારગ કરી દેવાને માટે પોતે આ મંગળ કામ માથે લેવાની મરજી રાખી હતી. પણ તે જોગ કેમ બને વારૂ? પુનરવિવાહ કરતાં કેટલી હરકત નડે છે, તે પણ તેના જાણવામાં હતું. તે છતાં તેણે કોઇ વિધવા સાથે લગન કરવાની ગુપ્ત કોશીશ ચાલું રાખી. જે દીવસથી કમળા રાંડી તે દીવસથી જુગલકિશોરની મમતા અને દયા કમળા પર દોડવા લાગી હતી. કમળાની ચતુરાઇ, વિદ્યા તથા નિયળવ્રત જોઇને તે મનમાં મોહ પામ્યો હતો. તેના અંતઃકરણમાં કોમળ કમળાએ વાસ કર્યો હતો. તેથી તે સુતાં, બેસતાં કે ખાતાં, પીતાં પણ કમળાનું ચીંતવન કરતો. પોતે રંડાયો ત્યારથી અંતઃકરણ સાથે નિશ્ચય કર્યો હતો કે પુનરલગ્ન કરવાં તો બસ કમ-

બાની સાથેજ. નહિં તો આખી જીંદગાની ફરીને પરણ્યાં વગર ગુજારવી.

કમળાના મનમાં પણ જુગલકિશોર વિષે સારા વિચારો હતા. તેની રસિક કવિતા વાંચીને કમળા આનંદ પામતી, ને તેની જાહેર ભાષણ કરવાની શક્તિ તથા હિમત જોઇને તેના મનમાં તેના સંબંધી મોટું માન હતું તેઓ ઘણીવાર એકઠા મળતાં, અને વાત વિનોદથી પોતાનો વખત ગુજારતા હતા. જુગલકિશોરે કમળાના અંતઃકરણના ખરા વિચાર જાણવાને માટે અનેક વેળા આડી અવળી વાતોપરથી પોતાના છુપા ઉભરા કહાડયા હતા. કમળા પણ મનનો ગુપ્ત મરમ દાબો શકતી નહોતી, તેથી અરસ પરસ પોત પોતાના પવિત્ર મનમાંથી સુખ દુઃખની વાતો કરી જુસ્સા ઉઘાડા કરતા હતા. એકવાર તક મળ્યાથી જુગલકિશોરે પુનરલગ્ન કરવાની કમળા પાસે માગણી કરી, પણ તે પરતંત્ર હોવાથી આ વિચાર તેણે પોતાના માત પિતાને હવાલે જણાવી પોતાની અશક્તિ દેખાડી હતી.

આ ઉપરથી હીંમતવાન કવીએ પોતાના અને વિવેકસાગરના કેટલાએક મિત્રોને આ શુભ કામમાં બનતી મદદ કરવાની વિનંતી કરી. તેણે કેટલાક સુધારાવાળાને વિવેકસાગરને સમજાવી લેવાને આગ્રહ કર્યો. પણ તેમણે આવા શુભ કામમાં વચ્ચે પડવાની ના પાડી, ને પોતાનું કાયરપણું બતાવ્યું; તેઓએ જણાવ્યું કે અમારે કાંઈ વિવેકસાગરની સાથે અતલગનો સંબંધ યાને નાતો નથી, કે તેની દીકરીનાં તમારી સાથે લગ્ન કરવાની અમે સલાહ આપીએ. આવે રોકડો જવાબ આપનારા કોણ હતા?

તેઓ સુધારાના આગેવાનો અને વિધવા વિવાહ કરવાના ભાષણો કરનારા પ્રસીધ સુધારકો હતા! તેમનું કાયરપણું જોઇને જુગલકિશોર જરાપણ હિંમત હાર્યો નહી. તેણે આગળ કરતાં પોતાના વિચાર દ્રઢ કર્યા, અને થોડી મુદત જવા દેઈ વજીર વિવેકસાગર ઊપર આ પ્રમાણે એક પત્ર લખી કમળાના હાથની માગણી કરી.

મુરબી સાહેબ, વિવેકસાગરજી.

સાહેબ,

આપની પાસે ક્ષમા માગી વિવેકની હદ બહાર જઇ એક અયોગ્ય પણ કેટલીએક વાતે યોગ્ય માગણી કરવાની હું હિંમતથી રજા લઉછું. તેપર પુરતુ લક્ષ આપી આ માગણી સ્વીકારવાની કૃપા કરશો એવી આશાછે.

મુરબીજી,! તમે સારા વિચારના ને સત શાસ્ત્રમાં પ્રવીણછો. તમે પૈસાદાર અને મોટા અધિકારપરછો, તમે દેશ સુધારામાં આગળ પડેલા ખરા અગરેસર ધીર પુરૂષ છો. આવી અવસ્થામાં તમે જે કરવા માગો તે બની શકે એવુંછે. આપણા લોકોનો રવૈયોછે કે મોટાનું દેખીને તેની પાછળ નહાનો વર્ગ આગળ ચાલે. તમારા સરખા મોટા લોકો જો સુધારાનું આગળ પગલું ભરે તો, દેખા દેખીથી બીજા લોકો પણ તેમ ચાલવાને તૈયાર થાય. તમારા સરખા સઘળી વાતે સમર્થ સુધારાવાળાએ સ્વદેશ સુધારો કરવાને કમર બાંધવી જોઇએ છીએ.

હમણાં તમારે એક એવી ખરી તક આવેલીછે, તે તમે જાણતા હશો. તમારી વહાલી પુત્રી કમળા દૈવ ઈચ્છાથી બ.ળવયમાં રાંડીછે. તેને હમણાં પુરાં અઢાર વર્ષ પણ નહી થયાં હોય. આટલી નહાની વયમાં તેનો અવતાર

વિધવાપણે જવો મુશ્કેલછે. તેની વયની ઘણીએક છોક-
રીઓતો હજી કાચી કુંવારી અવસ્થામાં ફરતી તમે ઘણી
વાર જોએલી હશે. આટલી વયમાં તે સંસારનું શું સુખ
ભોગવે? એ જાણીતું છે. સરવે બનનાર વાત બની ગઈ.
ઈશ્વરી કૃત્ય આગળ માણસનો કશો ઇલાજ નથી ઈશ્વરી
ઇચ્છા મુજબ આ જગતનો રેંટ ફર્યા કરેછે, તેથી મનમાં
સુખ દુઃખથી કાંઇ હર્ષ શોક કરવો નહી. પણ બનતાં
સુધી એવી અડચણો દુર કરવાનો ઇલાજ માણસના હા-
થમાં હોય તો કરવો જરૂરનોછે.

તમારી વહાલી કમળાને જો વિધવાપણાના સંકટમાં-
થી ઉગારવાને તમે ચાહો તો, ઉગારી શકો એમ છે.
તેનો સહેલો ઉપાય પુનરલગ્નછે. તમે જાણોછો કે આપ-
ણા ધર્મશાસ્ત્રમાં વિધવાને ફરીને લગ્ન કરવાની રજા આ-
પેલીછે. તે છતાં નબળાઈથી લોકો આ શુભ ચાલ
પોતાની કોમમાં દાખલ કરી શકતા નથી. કમળાએ પરણી
ને કશું શુખ ભોગવ્યું નથી. કમળા પરણીને ખરી રીતે
ચોરીમાં રાંડીછે. તેથી તમે તેનું પુનરલગ્ન કરવાને યોગ્ય
વિચારશો. તમે જાણતા હશો કે હમણાં હું થોડા માસ
થયાં રાંડયો છું. મારાં સગાં વહાલાંએ મને કુંવારી કન્યા
સાથે પરણાવવાની ઘણી મેહેનત કરી, પણ મેં તેમને
કબુલાત ન આપતાં પુનરલગ્ન કરવાની મનમાં ઇચ્છા રાખી
છે. હું કશી વાતે લાયક નથી. તો પણ મેં કમળાનો હાથ
ઝાલવાને હીંમત ધરીને તમને આ વિનંતી પત્ર લખ્યોછે.
મુરબીજી! હું જાણું છું કે પુનરલગ્ન કરતાં કેટલી હરકત ન
ડશે! હું સમજું છું કે પુનરવિવાહ કરવાથી ન્યાત જાતનો અને
સગાં વહાલાંનો ત્યાગ કરવો પડશે. તે છતાં હું કમળાને

માટે એ સઘળાં સુખનો ભોગ આપવાને માટે તઈઆર છું. મેં કમળા સાથે મળીને તેનો સરવે વિચાર પુછી લીધો છે. તેની અને મારી ઇચ્છા એક છે. તે ઈછા પુનરલગ્નની છે; જેનો હવાલો તમારા હિંમતવાન હાથમાં અમે બંને જણાએ સોંપ્યોછે. તમારા અંતઃકરણમાં પરમેશ્વર વસો. ને અમારી આશા પાર પાડો!

મુરબીજી! ખરૂં છે કે હું ગરીબછું, પણ ટેકીછું. હું પૈસાદાર નથી પણ વિદ્વાન છું. હું નાત જાતમાં આગેવાન નથી, પણ હીંમતવાન સુધારકછું હું બહું બોલો નથી પણ બોલું તે પ્રમાણે કરી બતાવું એવો એ કાચનીછું તે તમે જાણો છો. તમે મારી સ્થીતીપર હસાસો નહી. તમે મારી ગરીબાઈ તરફ દયાની નજરથી જોઈ મારી માગણીનો સ્વીકાર કરશો. કદાચ તમારા મનમાં આ માગણી અવિવેક ભરેલી દીશે, કદાચ તમારા કુટંબને આવી ભલામણ અયોગ્ય લાગે તો મને મોઠી નજરથી માફ કરવાને મેહેરબાની કરશો. કૃપા કરી નાત જાતનો ડર તજીને મારી માગણી મુજબ કમળાનો હાથ મારા હાથમાં તમે આપવાનો ઉપકાર કરશો તો તમારો અથાગ અભાર થશે. તમે આગળ જતાં જોઇ લેશો કે હું કમળાને કેવી રીતે ચાહું છું. તમે વખત વિતતાં જોવાને શક્તિવાન થશો કે તમારી વહાલી કમળા તરફ હું કેવી માન ભરેલી નજરથી જોઈને વરતું છું. ઈશ્વર આ મારી આશા પાર પાડો. તમારા મનમાં પરમેશ્વર વસો ને કમળાના કષ્ટનો આરો આવો!

તમારો આધીન સેવક
જુગલકિશોર.

આ પત્ર વાંચીને જુગલકિશોરની હિંમત ઊપર વિવેકસાગર તથા પદમાવતી અત્યંત ખુશી થયાં, ને તેની માગણી સ્વીકારી. વિવેકસાગરે પોતાની વહાલી સ્ત્રીની આ શુભ કામમાં છુપી સલાહ માગી. તે ઘણી સમજુ અને સુધરેલા વિચારની હતી. ને તેના વિચાર પુનરવિવાહની તરફેણમાં હતા. તેથી તેણે આ શુભ કામમાં પોતાના પતિને બનતી સલાહને સાહ્યતા આપી.

બંને સ્ત્રી પુરૂષના વિચારતો મળતા થયા, પણ હવે કમળાની મરજી આ લગ્નમાં પુછવી જોઇએ. તે પણ ગોદાવરીની મારફતે પુછી લીધી. હવે વાંધો તલ માત્ર રહ્યો નહી. તેથી જુગલકિશોરને મળીને લગ્ન નિર્ધાર્યાં. ને તેને લગતી તૈયારી કરવા માંડી. લગ્નનાં શુભ ઉત્સવમાં ભાગ લેવાને દેશ પરદેશ કંકોતરીઓ લખીને જાણીતા સુધારા વાળાઓને આમંત્રણ કર્યાં. "વિદ્યાવર્ધક" સભાના મકાનના મુખડા આગળ એક મોટો લગ્નમંડપ બાંધવાનું કામ સરૂ કર્યું. આવનાર મેહેમાનોનું ઊતરવાને માટે નવા નવા ઊતારાઓની સગવડતા ચાલી, તથા તેમને ખાવા પીવાની ગોઠવણ કરવા માંડી.

આ શુભ કામમાં રાજાજીએ અને બીજા સુધારા વાળાઓએ બનતી મદદ આપીને વિવેકસાગરની ઉલટ વધારી દીધી. ઘણા બ્રાહ્મણોએ પહેરામણીની લાલચે લગ્ન ક્રિયા કરવાની કબુલાત આપી. તેથી સઘળા બ્રાહ્મણોમાંથી એક વિદ્વાન વિપ્રને શોધીને લગ્ન ક્રિયા કરવાને નિમ્યો. લગ્ન દીવસની સવારમાં અલકાપુરના ચોક ને ચૌટામાં "પ્રસિદ્ધ પત્રો" ચોઢીને; લગ્નક્રિયામાં હાજર રહેવાને શાહેરના લોકોને અગમચેતિ આપી. ઘણાએક સમજુ લોકોએ

કમળાના વિવાહમાં ભાગ લેવાને ખુશીથી ઠરાવ કીધો. પણ બીજા અજ્ઞાન વહેમી માણસો પુઠે બડબડવા લાગ્યા કે "ભાઈ, હવે કળીકાળ આવ્યોછે. તેમાં જે થાય તે ઓછું. વાણીઆ બ્રાહ્મણની નાતોમાં શુદ્ર લોકોની પેઠે નાતરાં થાય એ મોટા જુલમની વાત છે! પણ વજીર સાહેબને મોઢે ચઢીને કોણ કહે?" ત્યારે કોઈ કોઈ સારા વિચારના સમજુ લોકો એવું બોલનારને બોલતાં અટકાવી કહેવા માંડયું. ભાઈઓ! તમે ગમે એમ તમારા મનમાં વિચારો, પણ અમારી અકલ પ્રમાણે બાળવિધવાના આવા હળાહળ વખતમાં ફરી લગ્ન કરવાં એ ઉત્તમ છે. જુઓને પાંચ દહાડાપર પેલી "ફુલકોર" પઠાણને લેઈને કેવી નાશી ગઈ! તેના માત પિતાની અને સગાં વહાલાની આબરૂ કેવી લુંટાણી. ત્યારે જો આવા પુનરલગ્ન કરવાની તેને છુટ આપી હોતતો કદી એવો અધમ બનાવ બનત? વિવેકસાગર અને બીજા સુધારાવાળા કયાં એમ કહેછે કે જબરાઈથી પુનરલગ્ન કરો. જે બાળરાંડથી "વઈધવ્ય ધર્મ ન પળાય એવી સ્ત્રીને જો ઇચ્છા હોય તોજ પોતાની નાત જાતમાંથી કોઈ લાયક પુરૂષ શોધીને શાસ્ત્ર વિધિપુર્વક લગ્ન કરે. આવો સાચો જવાબ મળવાથી મુરખ લોકો ચુપ થઈ ગયાં. વિધવા સ્ત્રીઓ મનમાં મકલાવા લાગી કે હવે આપણી જુલમી બેડી તુટી ખરી. ઇશ્વર વિવેકસાગરનું તથા જુગલકિશોરનું ભલું કરો.

વાત કરતાં કરતાં સાંજ પડી કે લગ્નની ધામધુમ થવા લાગી. વરરાજાનું સાજન બની ઠણીને મંડપમાં આવી પહોંચ્યું, એટલે એક ઘુઘરીઆળી વેલમાં કમળાને બેસાડીને વાજતે ગાજતે, ગીતો ગાતાં ગાતાં મોટા આ-

ડંભરથી લગ્ન મંડપમાં લઈ ગયા. મંડપને આશોપાલવના તરીયાતોરણ બાંધીને તથા કેળોના સ્થંભો રોપીને પચરંગી પતાકાથી ખુબ સણગાર્યો હતો. આ વખતે મંડપનો વિશાળ ચોક સેહેરના સારા સારા લોકોથી અને રાજ દરબારના માણસોથી ભરાઈ ગયો હતો. મંગળવાદ્યના અનહદ ઘોરથી આસપાસની જગ્યા ગાજી રહી હતી. કમળાની બહેનપણીઓ અને સુધારાવાળાની સ્ત્રીઓ, ખાસ જોડેલાં મંગળ ગીતો ગાવા લાગી. બ્રાહ્મણોએ શાસ્ત્રવિધી મુજબ કમળાનાં લગ્નની ક્રિયા ચલતી કરી. પંડે વિવેકસાગરે અને તેની સ્ત્રી પદમાવતીએ જુગલકિશોરને વિધિપુર્વક કન્યાદાન દીધું. રાજા અમરસંગે અને તેની રાણીઓએ વરકન્યાને ચાંલ્લામાં સારી પેઠે રોકડ ધન તથા વસ્ત્રાલંકારો આપ્યાં. ગોરદેવે કમળા તથા જુગલકિશોરને સ્ત્રી પુરૂષના ખરા ધર્મને એક બીજાની ખરી ફરજો ચોરીમાં કંસાર જમતી વેળાએ સમજાવી. અષ્ટમંગળ ફરતી વેળાએ સ્ત્રીઓએ કોયલ સરખા રાગથી આ પ્રમાણે ગીતો ગાવા માંડયું.

### ગીત.

"છૈયે ખોળામાં ઘાલી ખીચડી" (એ રાગ.)

આલી આનંદની આજ એલી, રૂડા રંગની રેલજો રેલી;
સવ સોનાનો સુરજ ઊગ્યો, પરીપુરણ મનોરથ પુગ્યો. ૧
દીઠા અનૂપ દિવસ આ દિવાળી, તેથી તાનમાં પાડીયે તાળી;
ગેબી ગગને આશામેઘ ગાજ્યો, લુચ્ચા લોકનો સમુદાય લાજ્યો. ૨
મોંઘો વરસ્યો મોતી તણો મેહ, દેખી પ્રફુલીત થાયછે દેહ;
કુબજે વિધવા કેવી હતી કેદી, અતિ અકળવંતી છતાં એદી. ૩
નરવો લાગતો વિધવાનો વેષ, બનીયો વેશ સુવાસણી બેશ;

મળી વિધવાને વરવાની છુટી, તાતી સંકટ સાંકળ તુટી.૪
તરૂણી તરૂણ સફળ સાથ તેડી, ખૂરી રસમનો તોડવા બેડી;
ચાલે ચંદલો ભાલમાં ચોડી, દોટે ભરથ૨ ભેટવા દોડી. ૫
છાની શરમ છાતીમાંથી છાંડી, ગેલ્લાં ગીબત કરેછે એ ગાંડી;
વાજાં વિવાતણાં જોને વાગે, ભાળીં ભરથાર ભાવઠ ભાગે.૬
ગોરી ગંભીર ગીત જો ગાતી, છોને બાળતા દુરીજન છાતી;
ડાહ્યો વર ગોતી માતાજી દેશે, લાવ બાયક પરણાવી લેશે.૭
લેખી લાખેણા ભરથાર લીજે,કંથ સાથે કલ્લોલતો કીજે;
રૂડું માનીને રત્ન રૂપાળું, કંથ રીઝવવા બોલીશું કાલું. ૮
કંથ સંગાથે બેસીને કોડે, જમીશું કંસાર ચોરીમાં જોડે!
માત તાત તણો પાડ માની, ભાવે આશિષ ભણશું ભવાની ૯

અષ્ટ મંગળ ફરી રહ્યા પછી વાજતાં ગાજતાં ને સુંદર ગીતો ગાતાં ગાતાં વર કન્યાને જાની વાસે લઈ ગયાં. ત્યાં ગોત્રજ પાસે પુજા કરાવીને આ જોડાંને ગોરે આશીરવાદ દીધો.

વસંત તિલકા.

આનંદ કંદ અઘનિ, પ્રતિછો અખંડ,
દોછો તમે પતિતને પ્રભુ રોજ દંડ;
આપો અપાર તમને સુખ શાન્તિ એવા—
દાતારને અદલ ઓ! અવિનાશી દેવા. ૧

જુગલકિશોરે તથા વિવેકસાગરે વિપ્રોમાં પુષ્કળ ભૂરસી દક્ષણા વહેચીને તેમને રાજી કર્યા. સાજન માઝન ને મિજલસમાં પધારનાર ગ્રહસ્થોને અત્તર, ગુલાબજળ ને પાન સોપારી આપી રજા દીધી. એ વખતે સઘળે ઠેકાણે જયજયકાર થઈ રહ્યો.

બીજે દીવસે વરરાજા તરફથી વર વિવાહ કરી સુ-

ધારા મંડળને તથા સગાં સ્નેહીઓને જમાડયાં. છેલે દહાડે વિવેકસાગરે ગોરવ નોતરી આખા અલકાપુરને મીષ્ટાન જમાડીને ધુમાડો બંધ કરાવ્યો. જાનને ઘણા દીવસ થયાથી અરસપરસ પહેરામણી કરીને ધામધુમથી જાન વિદાય કરી.

કમળાને ઠેકાણે પાડયાથી પદમાવતી તથા વિવેકસાગર અત્યંત હર્ષવાન થયાં. અલકાપુર નગરમાં થોડા દહાડા સુધી આ શુભ લગનની ચરચા ચાલી રહી, ને આ હીંમતવાન જોડાની સઘળે ઠેકાણે વાહવાહ થઈ રહી. હવે કેટલાએક બીજા સમજુ લોકોએ પણ "વિધવાવિવાહ" કરવાની હીમાયત કરવા માંડી. ને વિવેકસાગરને પગલે ચાલવાની બીકણ સુધારકોએ હિંમત કરી. ઠેકાણે ઠેકાણે જાહેર ભાષણો આપવા માંડયાં. ને દીવસે દીવસે તેની અશર૰ લોકોમાં મજબુત થતી ગઈ.

થોડાં અઠવાડીઆમાં એક જુવાન વિપ્ર, ગોદાવરી સાથે લગ્ન કરવાની વિવેકસાગર પાસે માગણી કરી. પદમાવતીએ ગોદાવરીનો અભીપ્રાય પુછીને તે વિપ્ર સાથે લગ્ન કરવાની રજા આપી. આ કામમાં જુગલકિશોરે તથા કમળકુમારીએ ઘટલી૰મેહેનત લઈ ગોદાવરીનાં તે હીંમતવાન વિપ્ર સાથે લગ્ન કરી દીધાં. પદમાવતીએ તેને પલ્લામાં સો વિઘા જમીન ક્રશ્નાર્પણ કરી.

હવે વિવેકસાગરથી અવસ્થાને લીધે રાજ દરબારનું કામ કરી શકાતું નહોતું. તેથી રાજા અમરસંગની સાથે મસલત કરીને જુગલકિશોરને પ્રધાનપદાંની પાઘડી બંધાવીને વિવેકસાગરે એકાંતવાસ લીધો. થોડી મુદતમાં આ યુવાન કવિએ રાજ્યભક્તિથી ને એક નિષ્ઠાથી પોતાની નોકરી બજાવીને રાજા તથા સઘળી રઈઅતને પ્રસંન કરી.

પેલા ગોદાવરીના ભરથારને પણ અલકાપુરના એકાદ મહાલમાંસારી નોકરી આપી તેથી તે જોડું પણ સુખ ચેનમાં પોતાના દહાડા નિરગમન કરવા લાગ્યું.

જુગલકિશોરે રાજ્ય દરબારમાં પડીને સુધારાને ખમણું ઊતેજન દેવા માંડયું. રાજ્યમાં સારા ભણેલા વિદ્વાન પુરૂષોની ભરતી કરવા માંડી. પોતે ભણેલ ગણેલ એટલે ભણેલાની કીંમત પીછાણે એમાં શી નવાઈ?

પરમેશ્વરની કૃપાથી કમળાને ચઢતા દીન થયા. ને નવ માસે એક સુંદર પુત્રનો પ્રસવ થયો. એ જોઈને પદ્માવતી તથા વિવેકસાગર ઘરડે ઘડપણ અત્યંત ખુશી થયાં, કે ઇશ્વરે અમારાપર મયા કરીને આખર અવસ્થાયે દીકરીએ દીવો વસાવ્યો. હાશ! હવે અમારો જીવ સંતોષથી જશે. અમે મરતાં મરતાં દોહીતરનું મુખડું જોવા પામ્યાં એ અમારે મન મોટો સંતોષછે.

જુગલકિશોરને કમળા કુમારીએ તથા ગોદાવરીને તેના ભરથારે એક કુટંબની પેઠે મિત્રાચારીથી વરતવા માંડયું. આ સુખી જોડાંએ વિધવાપણાનું સંકટ તજવા પુનરલગ્ન કરી, સંસારના ખરા સુખ ભોગવવાને માટે આ જગતમાં ઘણા વરસ જીવતાં રહી, નિતીને મારગે ચાલી પોતાની શુભ કરણીથી સઘળે ઠેકાણે જયજયકાર વરતાવ્યો. ઇશ્વર એવા નિતીવાન, નિર્દોષ ને હીંમતવાન જોડાંનું આ ભવમાં ને પેલા ભવમાં સંરક્ષણ કરો! અમારા ભરત ખંડમાંથી એવા સાચા સુધારકો ઉત્પંન થાઓ! ને અનાથ અબળાઓની જુલમી બેડી તોડવાને ફતેહવાન થાઓ! ઓ! ઇશ્વર! એવો માંગલ્ય દીવસ અમને નજદીક દેખાડ! (તથાસ્તુ).

### ગીતિ.

જય જય જય જગદીશ્વર,
　　ઈશ્વર અત્યંત અવિકારા;
અમને શુભ મતિ આપી,
　　ભવાનિ દેતું સુખ ભારા. ૧
વિધવા કેરી વિપતી,
　　વિદારવાને વિભુ અઢો વારે;
સબળ સુધારો સારો,
　　તેથી થશે તરત ત્યારે. ૨



## ☞ કમળા કુમારીના ગ્રાહકોની ટીપ.



| નામ. | નકલો. |
|---|---|
| રા. બા. મંગીબાઇ જશભાઇ જોઇન્ટ સરસુબા. વડોદરા | ૩૦ |
| મહારાજાધિરાજ મીરઝાં મહારાઓશ્રી ખેંગારજી બાહાદુર ભુજ. .... .... .... | ૨૫ |
| લીંબડીના ઠાકોર સાહેબ જશવંતસંગજી સાહેબ બાહાદુર. | ૨૫ |
| લીંબડીના કુમારસાહેબ ઊમેદસંગજી .... | ૧૦ |
| વઢવાણના ઠાકોરસાહેબ (રા. બા. હરીદાસ મારફત) | ૧૦ |
| રા. સા. નૃસિંહપ્રસાદ હરિપ્રસાદ જુનાગઢ .... | ૫ |
| ધરમપુરના પાટવી કુંવર મોહનદેવજી દાદાસાહેબ. | ૪ |
| ખજાણાના કુંવરશ્રી જોરાવરખાનજી નસીબખાનજી. | ૪ |
| ચુડાના ઠાકોરસાહેબ બેચરસંગજી (મી ચુ. સા. મારફત. | ૩ |
| નાદોદવાળા બાઇશ્રીના કારભારી રા. પરસોતમભાઇ લીંબડી | ૩ |
| ઊનેળીગાંવાળા બાઇશ્રીના કામદાર રા. ગીરજાશંકર લીંબડી | ૨ |
| ખજાણાના કારભારી આજમ મે. માણેકચંદ તુળશીદાસ. | ૨ |
| મે. સા. કેશરીસંગ દાજીભાઇ લીંબડી. .... | ૨ |
| રા. રા. જીવણભાઇ દેવકરણ લીંબડી .... | ૨ |
| રા. રા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર (એડયુ. ઇ. કચ્છ) ભુજ. .... .... | ૨ |
| રા. સા. ભોઇકાના મામલદાર શીવલાલ મોરારજી ભોઇકા | ૨ |
| શેઠજીસાહેબ માણેકજી કાવસજી દમણવાળા દમણ... | ૩ |
| દવે કેશવલાલ હરજીવન ચુડા. .... .. | ૧ |

☞ કેટલાક લંબો વખતસર નહિં આવી પહોંચ્યાથી તેમના નામ દાખલ થયાં નથી તેથી દીલગીર છું.

| નામ. | નકલો. |
|---|---|
| રા. રા. લીલાધર પ્રાણજીવન હેડ કલાર્ક ગેડગ કંપની વઢવાણ. .... .... ... | ૨ |
| વકીલ. છગનલાલ સુંદરજી વઢવાણ .... | ૨ |
| વકીલ. ગોવિંદરામ મોરારજી વઢવાણ. .... | ૨ |
| રા. ર. મગનલાલ બાપુજી દીવાનસાહેબ જામનગર. | ૧ |
| રા. રા. ચુનીલાલ અમૃતરામ હેડકલાર્ક દીવાન ઓફીસ ભુજ. .... .... | ૧ |
| રા. રા. છોટાલાલ સેવકરામ મહારાજાના શિક્ષક ભુજ. | ૧ |
| રા. રા. હાથીરામ સોમજીભાઇ જ્યુડિશીયલ શીરસ્તેદાર ભુજ. .... .... .. | ૧ |
| વકીલ. માધવલાલ ગીરધારીલાલ ભુજ. .... | ૧ |
| રા. રા. મોહનલાલ મણીલાલ આસિસ્ટંટજડજ વરીષ્ટ કોર્ટ. ભુજ .... .... .... .. | ૧ |
| દાકતર. રામચંદ્ર નારાયણ માંડવી. ........ | ૧ |
| લીંબડી લોઇડ લાઇબ્રેરી. ..... ... | ૧ |
| રા. રા. જદુરામ કાશીરામ પાઠક લીંબડી. .... | ૧ |
| રા. રા. જગનનાથ કરશનજી લીંબડી. .... | ૧ |
| રા. રા. મનસુખરામ બહેચરદાસ ગેડગ કંપની વઢવાણ કાંપ ... ... ... .. ... ... | ૧ |
| રા. રા. લક્ષ્મણ લાલજી ગેડગ કંપની વઢવાણ કાંપ | ૧ |
| શેઠ હીરજીભાઇ લધુભાઇ ,, ,, ,, | ૧ |
| પટેલ દયાળ આગરશી ,, ,, ,, | ૧ |
| શા. જીવરાજ વાલજી ,, ,, ,, | ૧ |
| ત્રવાડી મુળજી વજેરામ ,, ,, ,, | ૧ |
| શેઠજી સોરાબજી મંચેરજી બીલીમોરીયા ધરમપુર. | ૧ |

| નામ. | | નકલો. |
|---|---|---|
| દશોદી નાહારશંગ ભગવાનસંગ | ધરમપુર. | ૧ |
| છેવાસીઆ કાનજી દાજીભાઈ | ,, | ૧ |
| શેઠ પેસતનજી પાલનજી અવારી | ,, | ૧ |
| ઉદવાડા નેટીવ લાઈબ્રેરી ઊદવાડા ... ... ... | | ૧ |
| મી. મેહેરવાનજી પેસતનજી ભરડા ઊદવાડા... ... | | ૧ |
| નગીના લાઈબ્રેરી રા. આતમારામ કેશવજી હથુ ... | | ૧ |
| રા. રા. હીરજી ભગવાનજી ઠકર ( હેડ માસ્તર એન. સ્કુલ) ભુજ ... ... ... ... ... | | ૧ |
| શેઠ વલભદાસ પોપટ | મહુવા બંદર .. ... | ૧ |
| મેહેતા કાળીદાસ જેઠાભાઈ | ,, ... ... | ૧ |
| ગાંધી ભોગીલાલ માવજી | ,, ... ... | ૧ |
| પારીખ વનમાળી આંદરજી | ,, .. ... | ૧ |
| રા. રા. ખીમચંદ લક્ષ્મીચંદ | લીંબડી... .. | ૧ |
| રા. રા. નાગજી ગોવાધન ડેપુટી કારભારી બજાણા. | | ૧ |
| રા. રા. મુળજી પીતાંબર બજાણાના દીવાની ન્યાયાધીસ. | | ૧ |
| રા. રા. નીમચંદ પરસોતમ બજાણાના કુમારના ટયુટર. | | ૧ |
| રા. રા. જીભોવનદાસ માધવજી પોષ્ટ માસ્તર ચુડા | | ૧ |
| રા રા. લધુભાઈ જેઠાભાઈ મેહેતાજી......... ચુડા | | ૧ |
| વકીલ નરભેરામ પ્રભુજી... ... .. ... ચુડા | | ૧ |
| શેઠ જમશેદજી રુસતમજી હાગચે કંપની એજંટ લીંબડી... ... ... ... .. ... ... | | ૧ |
| મી. દેવચંદ ચતુરભુજ કાચીન... ... ... ... | | ૧ |
| રા. સા. લાલશંકર ઉમીઆશંકર સબ જડજ ધંધુકા | | ૧ |
| રા. સા. વાઘજીભાઈ મોઠાભાઈ મામલતદાર ધંધુકા. | | ૧ |
| ત્રવાડી મણીશંકર છગનલાલ ભાવનગરના મેહેતાજી. | | ૧ |

| નામ. | નકલો. |
| --- | --- |
| જ્ઞાનવર્ધક સભા ભાવનગર .. ... .. ... | ૧ |
| નિતીભાનુદય સભા ભાવનગર... ... ... ... | ૧ |
| રા. રા. કલ્યાણરાય આનંદરાય ગઢેચી સિમ્મર ... | ૧ |
| બાઈ મેંધી મુળજી કુતીઆણા કન્યાશાળાની મેહેતીજી. | ૧ |
| મેહેતાજી કૃપાશંકર ઝીણાભાઈ કોડીનાર ... ... | ૧ |
| મેહેતાજી મેઘજી પુંજાભાઈ રાની નિશાળના મેહેતાજી | ૧ |
| મેહેતા જેશંકર વસનજી રાપુરના મુખ્ય પ્ર... ... | ૧ |
| રા. કલ્યાણપુરી હરીપુરી ચીત્રોડ બાઈના કારભારી... | ૧ |
| રા. રા. મોહનલાલ દલપતરામ રાપુરના તજવીજદાર | ૧ |
| રા. રા. જેઠાભાઈ રૂપનાગ રાપુર સ્કુલ માસ્તર ... | ૧ |
| રા. રા. કચરા રીતજી રાપુર સ્કુલના આસીસ્ટંટ ટીચ. | ૧ |
| રા. રા. હીરજી જાદવજી રાપુર ડીસ્પેન્સરીના કંપાઉન્ડર | ૧ |
| મુનશી મહમદ જકરીઆ ફકીર મામદ વેક્સીનેટર રાપુર | ૧ |
| રાવળ હરીશંકર રામકૃષ્ણ વઢવાણ ... ... | ૧ |
| રા. વાલજી સંગજી મુખત્યાર ,, ... ... | ૧ |
| શ્રી. આતમારામ ટોકરદાસ ,, ... ... | ૧ |
| ભિગારશંકર નારણજી. ,, ... ... | ૧ |
| ી કુસર વીસાભાઈ ,, ... ... | ૧ |
| દેવશંકર લક્ષ્મિરામ ,, ... ... | ૧ |